

# તાન્યા

સોવિયેત રૂસની શહીદ ગેરિલા કન્યા



કિંમત ૪ આના

સોવિયેત રુસની શહીદ ગેરિલા કન્યા

# તાન્યા

મૂળ રશિયન લેખક:

**પી. લિદોવ**

**એલ. ટી. કોસ્મોદેમ્યાનસ્કાયા**



અંગ્રેજી પરથી ગુજરાતીમાં ઉતારનાર

**સુભદ્રા ગાંધી**




પીપલ્સ પબ્લિશિંગ હાઉસ : મુંબઈ

## નિવેદન

સોવિયેત રુસની ૧૮ વરસની શહીદ કન્યા ઝોયા આખા સોવિયેતમાં આજે તાન્યા નામે અમર બની ગઈ છે. તાન્યા એ ઝોયાનું ગેરિલા સૈનિક તરીકેનું ખાસ નામ. દેશની ખાતર કુરબાની કરનારાં લાખ લાખ સોવિયેત સ્ત્રી પુરુષ, બાળકોમાં તાન્યાનું સ્થાન અપૂર્વ છે. લાલ પ્રજા અને લાલ લશ્કર એને નામે પ્રેરણા પામે છે. ૨૦ કોટિ સોવિયેત પ્રજા આજે કોઇ પણ અજાણ શહીદ કન્યાને તાન્યાને નામે જ ઓળખે છે. જુવાન તાન્યા એટલે સોવિયેતની કુરબાનીની ગૌરવગાથા!

આવી આ અમર બનેલી નાનકડી ગેરિલા સૈનિકની રોમાંચક અને પ્રેરણાદાયી વીરકથા ગુજરાતીમાં ઉતારી છે. ગુજરાતની પ્રત્યેક સંસ્થા ને કુટુંબે કુટુંબમાં પહોંચી જઈ દેશદાઝની પ્રેરણા બનવાની 'તાન્યા'ની ઉમેદ છે.

હવે પછી દર પખવાડિયે એક પુસ્તિકા આપવાની ખ્વાયેશ છે. પણ એનો છેવટનો આધાર તો ગુજરાતી જનતા આ પ્રકાશનોને કેટલી ઝડપે વધાવી લે છે, તેના ઉપર જ રહેશે.

**હવે પછી:**

અનાજનો સવાલ : યુદ્ધનો રંગપલટો

ભોગીલાલ ગાંધી
: સંપાદક :

તા૦ ૨૨-૩-૪૩

# તાન્યાને—

"ફટકારો, પીટો, ગૂંદો, ખૂંદો એના શરીરને
બદનની માંહ્ય બેઠેલો આત્મા યે મૃત્યુ પામશે"
—વદ્યા ફાસિસ્ટ દાનવો.

ફટકારી, પીટી, ખૂંદી, ઉઝેડી એની કાયને
ઉતરડી ચામડી તોયે, એકે શબ્દે ન નીસર્યો
—ઉંકારો યે નહીં જરી.

હત્યારા કારમા હૈયે રોષફેણા ફુંફાડતી.
કિન્તુ બાલિકા કેરી શાંત આત્મસ્થ આંખડી–
મહીં સંકલ્પની રેખા હજી યે પૂર્વવત્ જંલે!

છાતીએ પાટિયું માર્યું: 'ગેરિલા!'
ને ફાંસો ફાંસીનો એને ગળે ઝૂમણે ઝુલાવિયો!

"ચોપાસે આગ બારેલી હૈયાની બૉખ ભીતરે
પ્રગટે ભભૂકે પ્હેલાં ભંડારી દઈએ અમે
સદાને માટ માટીમાં—આને દાટી દઈ અહીં"
—નાઝીઓએ વિચાર્યું'તું.

અને ફાંસી તણે મંચે ઘસીટાતા પ્રજાજન
સંબોધી એમને બોલી: "ભરો હિંમત, ધરો આશા."
ફાંસિયાઓ ભણી વદી

"મને આપી શકો ફાંસી, મારાં જેવાં અનેકને;
ફાંસી ના શકશો કિન્તુ સારા આ રાષ્ટ્રસંઘને."
—અને એ લટકાઈ ગઈ!

અંગોને છૂંદીને ચહ્યા આત્માને છૂંદવા, અને
ભભૂકે જ્યોત એ પ્હેલાં ભંડારવી'તી ઊંડે ઊંડે;
કિન્તુ પાસા પડ્યા ઊંધા—નાખી કેરા મનોરથો!
જાતે હાથે ભભૂકાવી ભારેલી ગુપ્ત જ્યોતને
જેની વૈરીલી આગોમાં સ્વયમ્ નાખી બળી મરે!
લાખો લાખો જીભો આંજે આગથી જલતી વદે:

"ઝોયા તાન્યા!
કરીએ પ્રતિજ્ઞા:
જંપીશું તારું લઈને જ વેર."


: મૂળ લેખક :
ઇસીડોર શ્નાઇડર

: અનુવાદક :
ઉપવાસી



: પ્રકાશક :
શરફ આથર અલી
ધી પીપલ્સ પબ્લીશિંગ હાઉસ,
૧૯૦ બી, ખેતવાડી મેઇનરોડ
મુંબઈ નં. ૪.

: મુદ્રક :
ધી "ન્યુ એજ" પ્રિંટિંગ પ્રેસ
૧૯૯ બી, ખેતવાડી મેઇનરોડ
મુંબઈ નં. ૪.

આવૃત્તિ : ૧ લી
માર્ચ, ૧૯૪૩.

# તાન્યા

## : ૧ :

**૧૯૪૧ના ડિસેમ્બરની શરૂઆતમાં વેરાયા** કસબાની નજીક પેત્રિશ્ચેવો ગામમાં જર્મનોએ ૧૮ વર્ષની એક ગેરિલા છોકરીને ફાંસી દીધી હતી.

એ છોકરી કોણ ને કયાંથી આવી હતી? આ ફાંસીનો કરૂણ બનાવ બન્યો તેના થોડા જ વખત પહેલાં વેરાયાનો એક ગેરિલા સૈનિક આ છોકરીને જંગલમાં મળ્યો હતો, ને એ બન્ને એક 'ગુપ્ત ગેરિલા કોતર'માં આશરો લઇ, પોતાની સલામતી જાળવી ગેરિલા પ્રવૃત્તિ ચલાવતાં હતાં. અહીં એણે પોતાનું નામ **તાન્યા** આપ્યું હતું, બધાં એને **તાન્યા** તરીકે જ ઓળખતાં હતાં. વેરાયાના પેલા એક ગેરિલા સૈનિક સિવાય બીજા સ્થાનિક ગેરિલા સૈનિકોએ એને જોઈ તો નહોતી પણ સૌ જાણતા હતા કે આટલામાં જ આસપાસના પ્રદેશમાં કયાંક તાન્યા નામની એક બહાદુર અને નિર્ભય છોકરી એમના ભેગી એમના જેવું જ કામ કરી રહી છે.

આ વખતે **મોસ્કો** ખૂબ ભયમાં હતું.

જર્મનોએ અમારા પાટનગર મોસ્કો પર ભયંકર હુમલો શરૂ કરી દીધો હતો. નવેમ્બરની ૧૬મીએ તો મોસ્કો પર જોખમની તલવાર ઝૂકી રહી હતી. દુશ્મનની પાન્ઝર ફોજો મોસ્કો પ્રદેશોને ભયમાં મૂકતી આગળ ને આગળ ધસી રહી હતી. **મોસ્કો-વોલ્ગા નહેર** સુધી એ લોકો આવી પહોંચ્યા હતા; **સોખરામા** એમણે કબજે કર્યું હતું;

સપું ખોવ પર બોમ્બમારો ચલાવી, કાશીરા ને ઝારિસ્ક સુધી પહોંચી ગયા હતા.

ગેલિટસીનો અને સ્કેકાન્યાની પેલી બાજુનાં પચાં તો રણમેદાનમાં ફેરવાઈ ગયાં હતાં. તોપોનો અવાજ ઠેઠ મોસ્કો સુધી સંભળાતો હતો.

ગમે તેમ હો પણ આ આક્રમણ જર્મનોને માટે ભારે પડી ગયું. જાનમાલની પુષ્કળ ખુવારી એ લોકોને વેઠવી પડી. જનરલ ઝુકોવની સરદારી હેઠળ લાલ લશ્કરે આ આક્રમણનો સખત સામનો કર્યો. ડિસેમ્બરની શરૂઆત સુધીમાં તો દુશ્મનની તાકાત સાવ ધોઇ નાંખી હતી. દુશ્મનનો નવેંબરનો હુમલો પગભર થઈ રહ્યો હતો, ત્યારે લાલ લશ્કરનો મહાસેનાની સ્તાલિન દુશ્મન પર વીજળિક ને જીવલણ ઘા મારવાની તૈયારી કરી રહ્યો હતો.

દુશ્મને કબજે કરેલા પ્રદેશોમાં ગેરિલા દળો દુશ્મનનાં લશ્કરોને રંજાડીને લાલ લશ્કરને આડકતરી રીતે પુષ્કળ મદદ કરી રહ્યાં હતાં. ગેરિલા સૈનિકો જર્મનોના રહેઠાણોને તથા એમના અડ્ડાઓને આગ લગાડી એમને શિયાળાની કકડતી ઠંડીમાં આશ્રય વિનાના બનાવી દેતા; તેઓ તાર ટેલિફોન અને વાહન વ્યવહારનાં સાધનોનો નાશ કરી દઇ દુશ્મનોને નાકે દમ લાવતાં; રસ્તાઓ ઉડાવી દેતા; જર્મન સૈનિકોની નાની નાની ટુકડીઓ પર ને કદીક એમની મુખ્ય છાવણીઓ પર છાપો મારી બધું રફાદફા કરી નાખતા; ઉપરાંત લાલ લશ્કરને દુશ્મનના વિષે અગત્યની માહિતીઓ પૂરી પાડવાનું કામ પણ તેઓ કરતા.

આ ગેરિલા દળોને મદદ કરવા માટે સંખ્યાબંધ માણસો મોસ્કોથી મોકલવામાં આવતાં ને તાન્યા પણ આ જ રીતે વેરાયા જીલ્લાના ગેરિલા દળમાં પહોંચી ગઈ હતી.

જંગલો વચ્ચે વિંટળાયેલું પેત્રિશ્ચેવોનું નાનકડું ગામડું જર્મન

સૈનિકોથી ઉભરાઇ રહ્યું હતું. સમૃદ્ધ ખેતરોના ખેડૂતોએ મહેનત કરી સંઘરેલી ઘાસની ગંજીઓને ગળી જતું જર્મન લશ્કરના ૨૦૦ ઘોડાઓનું એક જૂથ ગામનો તબેલો ભરીને પડયું હતું. ગામના એક એક ઘરમાં દસ દસ, બાર બાર જર્મનો રાત દિવસ પડયા પાથર્યાં રહેતા હતા. ઘર-માલિકોની શી દશા હતી! રસોડાના કોક ખૂણામાં કે ઓસરીના એક ભાગમાં સંકોચાઈ પડી રહેવાની જગા એમને માટે મુકરર કરવામાં આવી હતી.

ગામના ખોરાકનો બધો જથ્થો જર્મનોએ પોતાને કબજે કર્યો હતો. આ બધામાં દુભાષિયા તરીકે કામ કરનાર માણસની લાલચ અને નીચતાને તો હદ નહોતી. એણે તો ગામના બાલ-બુઢ્ઢાં ને જુવાનો પર ત્રાસ ગુજારવામાં ને એમને જલીલ કરવામાં કંઇ બાકી રાખી નહોતી.

એક રાતે કોકે જર્મન રણક્ષેત્રની બધી તાર ટેલિફોનની લાઇનો કાપી નાખી, ને જર્મનોના ૧૭ ઘોડાના એક તબેલાને આગ લગાડી ફૂંકી માર્યો.

બીજી રાતે ય એ ગેરિલા સૈનિકે ગામની ફરીથી મુલાકાત લીધી. દુશ્મન દળના ૨૦૦ ઉપરાંત ઘોડાઓના એક તબેલા તરફ એણે પગલાં ભર્યાં. પુરૂષનો સાદો પોષાક ને ખભે સામાનનો કોથળો. તબેલે પહોંચ્યા પછી એણે પોતાના હાથમાંની પિસ્તોલ ખિસ્સામાં મૂકી દઈ કોથળામાંથી દીવાસળી ને ઘાસતેલની શીશી બહાર કાઢી. બધે ઘાસતેલ છાંટી જેવો એ દીવાસળી પેટાવવા જાય છે ત્યાં તો ત્યાંના ચોકીદારે પાછળથી એના પર હુમલો કરી એના બેઉ હાથ પકડી લીધા. એક વાર તો પેલા સૈનિકે ચોકીદારને ધક્કો મારી દૂર ધકેલી દીધો, ને પોતાના ખિસ્સામાંથી રિવોલ્વર બહાર કાઢી; પણ ચોકીદાર સામે બાર કરે તે પહેલાં જ ચોકીદારે ફરીથી હુમલો કરી રિવોલ્વર એના હાથમાંથી પડાવી લીધી, ને ભયની ચેતવણી આપતી વીસલ વગાડી.

એ ગેરિલા સૈનિકને કેદ કરી એક ઘરમાં લઈ ગયા ત્યારે ત્યાં ખબર પડી : એ કેદી તો અઢાર વર્ષની એક સુકુમાર લાંબી, એકવડા બાંધાની, કાપેલાં કાળાં ઝુલ્ફાંવાળી અને ચમકીલી આંખોવાળી છોકરી છે. જર્મન સૈનિકો તો ઉશ્કેરાટથી ગાંડા બની આમથી તેમ દોડી રહ્યા હતા. એ ઘરની માલકણના કહેવા મુજબ છોકરીને ગેરિલા સૈનિક તરીકે જોતાં એમના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. છોકરીના કપડાં ઉતારી નાખી એના શરીરને મુક્કાઓ ને ગડદા પાટુ વડે ખૂબ ગૂંદી નાખવામાં આવ્યું. વીસેક મિનિટના મારા પછી ઉઘાડે પગે ને લગભગ ઉઘાડા શરીરે એને વોરોનિન નામના એક ખેડૂતને ઘેર લઈ જવામાં આવી. જર્મન ટુકડીનું એ મુખ્ય થાણું હતું.

અહીં પણ ક્યારની બધાંને ખબર પડી ગઇ હતી કે એક ગેરિલા સૈનિક—જુવાન છોકરીને કેદ પકડી છે. ને એ અહીં આવે તે પહેલાંથી જ એનું નસીબ તો નક્કી થઈ ગયું હતું. પેલા દુભાષિયાએ તો એને કેદ પકડ્યાના સમાચાર જાણ્યા કે તરત જાહેર કરી દીધું હતું કે 'એ સૈનિકને આવતી કાલે સવારે જાહેર રીતે ફાંસીએ લટકાવવામાં આવશે.'

તાન્યાએ ઘરમાં પ્રવેશ કર્યો. એને એક બાંકડા પર બેસાડવામાં આવી. એની સામેના ટેબલ પર ટેલિફોન, ટાઇપરાઇટર, રેડિયો ને કેટલાક દસ્તાવેજી કાગળિયાંનો ઢગ પડ્યો હતો.

એક પછી એક અમલદારો ઓરડામાં આવવા લાગ્યા. ઘરમાલિક—ધણિ ધણિયાણીને રસોડામાં ચાલ્યા જવાનો હુકમ મળ્યો. ઘર માલિકણ બુઢ્ઢીએ ત્યાંથી ચાલ્યા જવામાં જરા આનાકાની કરી, ત્યાં તો એક અમલદારે એની સામે દાંતિયા કરી બૂમ પાડી, 'આમ આવ ડોકરી, તને ચ ચખાડું!' ને એના પર તૂટી પડી એની પીઠમાં સારી પેઠે ગડદા લગાવ્યા.

પેલા દુભાષિયાને પણ બહાર મોકલી દેવામાં આવ્યો. મુખ્ય અમલદારે જ તાન્યાને રશિયન ભાષામાં પ્રશ્નો પૂછવા માંડયા.

રસોડામાં બેઠેલું કુટુંબ ચૂપચાપ બાજુના ઓરડામાં ચાલતા સવાલ જવાબ સાંભળી રહ્યું:

"તું કોણ છે!"

"ગમે તે."

"ગઇ કાલે તબેલાને આગ કોણે, તેં લગાડી હતીને?"

"હા, મેં જ."

"એમ શું કામ કર્યું તેં?"

"તમને બધાને ફૂંકી મારવા."

થોડી વાર ચૂપકીદી!

"મોરચા પરથી આ બાજુ કયારે આવી તું?"

"શુક્રવારે."

"અહીં આવવામાં તેં બહુ ઉતાવળ કરી!"

"મોડું કરવાની જરૂરય શી હતી?"

"તને કોણે અહીં મોકલી?"

ચૂપ.

"કોઇ સાથે આવ્યું છે?"

કંઇ જવાબ નહિ.

એને પૂછવામાં આવ્યું, 'તારા દોસ્તારો ને મિત્રો કોણ છે તે બતાવ.' બારણાંની તરાડોમાંથી એના તીણા જવાબ સંભળાઈ રહ્યા હતા.

"હું કંઇ જાણતી નથી, હું કંઇ જ કહેવાની નથી." ને ત્યાર પછી તો હવામાં વીંઝાતા ને કુમળા શરીર પર ફડાફડ પડતા ચાબખાનો તીખો અવાજ સંભળાયો. થોડી જ ક્ષણોમાં એક જુવાન અમલદાર

એ ઓરડામાંથી બહાર ખસી આવી, બે હાથમાં મોં ઢાંકી દઇ રસો-ડાના ઉંમરા પર જ બેસી પડયો. એ ઓરડામાંથી હજી ય સવાલો ને ફટકાની ઝડીઓનો અવાજ બારણાં ને દિવાલો વીંધીને આ પાર આવી રહ્યો હતો. પેલો જર્મન અમલદાર હજી ય બે હાથે કાન બંધ કરી દઇ ત્યાં જ બેસી રહ્યો હતો. અરે! ફાસિસ્ટોના પથ્થરી હૃદય પર પણ એના પડઘા અસહ્ય બન્યા હતા......!

ચાર માણસો પોતાના પટ્ટા કાઢી આ છોકરીના કુમળા શરીર પર ઝીંકી રહ્યા હતા! રસોડામાં બેઠેલા કુટુંબ ફટકા ગણવા માંડયા.......બસો......ફટકા! તાન્યાના મોઢામાંથી એક અરેરાટી નીકળતી નથી. છેવટ સુધી એક જ અવાજ એના મોંમાંથી નીકળ્યા કરતો હતો; "ના, કંઈ જ કહેવાની નથી: હું કશું જ જાણતી નથી." ને ધીમે ધીમે એ અવાજ ધીમો ને ફિક્કો પડી રહ્યો હતો...

બે કલાક સુધી તાન્યાને વેહોનના ઘરમાં જ રાખવામાં આવી. એના પર આટઆટલો ત્રાસ અને અત્યાચાર ગુજર્યા પછી એને વેસિલી એલેકઝડ્રોનાવિચ નામના ખેડૂતને ઘેર લઇ જવામાં આવી. એક ચોકીદારની સાથે ઉઘાડે પગે ને ઉઘાડે શરીરે બરફમાં ચલાવતા ચલાવતા એને ત્યાં લઈ ગયા.

એ ઘરમાં પેઠી. દીવા નજીક આવતાં ઘર માલિકે એની સામે જોયું તો છોકરીના કપાળમાં એક ઘા પડયો હતો. હાથ, શરીર ને પગ પર ઉઝરડા ને મારના સોળ ઉઠયા હતા. એનો શ્વાસ ખૂબ જોરથી ચાલતો હતો. ઘામાંથી નીકળતા લોહીમાં થીજી ગયેલા વાળ વડે એનું ભવ્ય કપાળ છવાઇ ગયું હતું. બેઉ હાથ પીઠ પાછળ બાંધેલા હતા. હોઠ એના ચીરાઈને સૂજી ગયા હતા. એમાંથી લોહી ઝમ્યા કરતું હતું. ફાસિસ્ટ પશુઓ જ્યારે એની

પાસેથી ગેરિલાઓ ને લાલ લશ્કર વિષેની માહિતીઓ કઢાવવા એના શરીર પર ત્રાસ વરતાવી રહ્યા હતા ત્યારે એમની સામેનો રોષ ને તિરસ્કાર વ્યક્ત કરતા હોઠોને દાંત વચ્ચે દબાવી તે પોતાની જાત પર કાબૂ રાખી રહી હતી.

એને એક બાંકડા પર બેસાડી પેલો ચોકીદાર બારણા પાસે ઊભો રહ્યો. ઘર માલિક અને એની પત્ની રસોડાની એક કોરે સૂતાં સૂતાં આ કેદી છોકરી તરફ તાકી રહ્યાં હતાં. ચૂપચાપ ને હાલ્યા ચાલ્યા સિવાય એ બેસી રહી હતી. થોડી વારે એણે પાણી માગ્યું. પેલો ખેડૂત ઊઠીને ઝટપટ એને માટે પાણી લઈ આવ્યો. પણ પેલા ચોકીદારે આવી એકદમ એના હાથમાંથી પાણી દૂર ફેંકી દીધું. પાસેના ટેબલ પરથી દીવો ખેંચી લઈ એણે તાન્યાના હોઠ સરસો ધર્યો ને કહ્યું, 'એને તો પાણી નહિ ઘાસતેલ જ પીવા મળશે.'

પેલા ખેડૂતથી આ સહેવાયું નહિ. એણે છોકરીનો પક્ષ લઈ ચોકીદારને વિનવવા માંડયો. પણ ચોકીદારે એના તરફ દાંતિયાં કર્યાં એટલે એ ચૂપ થઈ ગયો: પણ આખરે ચોકીદારે નમતું આપ્યું. તાન્યા બે મોટા પ્યાલા ભરી પાણી પી ગઈ.

થોડી વારે એ ઘરમાં રહેનારા સૈનિકોએ છોકરીને વીંટળાઇ વળી એના પર ફરી ત્રાસ વરતાવવા માંડયો. કોઈ એને ગમે ત્યાં મુક્કાઓ મારવા લાગ્યું, કોઈ દીવાસળી સળગાવી એની દાઢી તળે ધરવા લાગ્યું, જ્યારે એમાંના એક જણે તો એની પીઠ પર કરવત ફેરવવા માંડી!

ઘર માલિકે આ પશુઓને વિનવણી કરી કે, "કંઈ નહિ તો આ ઘરમાંનાં બાળકોનો ખ્યાલ કરીને તો ત્રાસ વરતાવવો બંધ કરો!" પણ મિથ્યા.

આખરે, ધરાઈ ધરાઇને એ છોકરી પર ત્રાસ ગુજારી થાક્યા ત્યારે જ તેઓ ત્યાંથી ખસ્યા. એમના ગયા પછી તરત પેલા ચોકી-દારે એની બેયોનેટની અણીએ તાન્યાને ઘર બહાર નીકળવા હુકમ આપ્યો. ને એ જ રીતે તાન્યાની પીઠ સરસી બેયોનેટની અણી ધરી બરફ પાથર્યા રસ્તા પર ઉઘાડે પગે તેને ચલાવવા માંડી. છોકરીએ મૂંગે મૂંગાં ચાલ્યા જ કર્યું, ચાલ્યા જ કર્યું; પણ આખરે પેલા (ગરમ કોટ, બૂટમાં સજ્જ થયેલ) ચોકીદારને જ લાગ્યું કે મારે વળી શા પાપે આવી કાતિલ ઠંડીમાં લાંબું જવું પડે! આના કરતાં તો ઘરનો હૂંફાળો ખૂણો જ ઠીક પડશે. ત્યારે જ એણે પાછાં પગલાં કર્યાં.

રાતના દશથી તે બે વાગ્યા સુધી આ ચોકીદારે તાન્યાની ચોકી કરી. ચોકીદાર બરાબર એક એક કલાકને આંતરે ૧૦, ૧૫ મિનિટ સુધી ઉઘાડા પગે એને બરફમાં ચાલતી લઈ જતો ને પાછી લાવતો. કોણ જાણે એ રાતે ઉઘાડે પગે બરફ ખૂંદતાં એ છોકરીના પગોની શી હાલત થઈ હશે!

આખરે આ ચોકીદારની પાળી પૂરી થઈ ને એની જગાએ બીજો ચોકીદાર આવ્યો. એણે આ કમનસીબ છોકરીને પાછલી રાત બાંકડા પર સૂઇ રહેવાની રજા આપી.

છોકરીને બાંકડા પર જાગતી પડેલી જોઇ તક મળતાં પેલા ઘરમાલિક ખેડૂતે એની સાથે વાત કરવા માંડી.

"તું કોણ છે?"

"તારે જાણીને શું કામ છે?"

"તું ક્યાંથી આવી?"

"મોસ્કોથી."

"તારાં માબાપ જીવે છે?"

ચૂપ. કોઈ જવાબ નહિ.

સવાર સુધી એ બાંકડા પર એમ ને એમ બિલકુલ હાલ્યા ચાલ્યા, બોલ્યા કે અવાજ કર્યા વિના પડી રહી. એના પગ તો સાવ થીજી ગયાં હશે ને કોણ જાણે કેટલી વેદના એને થતી હશે! પણ દુઃખ કે વેદનાની એકે ચીસ કે ડૂસકું એનાં મોંમાંથી નીકળ્યું નથી.

કોઈ જાણતું નથી કે એ રાતે એને જરાય ઊંઘ આવી કે નહિ? કે ઝેરીલા દુશ્મન વરૂઓથી ઘેરાયેલી હરિણી સરખી એ બાળાના મગજમાં એ રાતે શા શા વિચારો ઉભરાતા હશે!

સવારના પહોરમાં જર્મન સૈનિકો ગામની વચ્ચોવચ્ચ એક ફાંસીનો માચડો ઉભો કરવામાં ગૂંથાઇ ગયા હતા.

પેલા ખેડૂતે ફરી પાછી તક ઝડપી લઈ તાન્યા સાથે વાત કરવા માંડી:

"પરમ દિવસે તાર ટેલીફોનનાં દોરડાં કાપ્યાં હતાં, ને તબેલાને આગ લગાડી હતી તે કોણ? એ તું જ હતી કે?"

"હા હું જ......કોઇ જર્મનો એમાં બળી મુઆ હતા કે નહિ?"

"ના,"

"આહ! તો પછી શું બન્યું હતું?"

"એમનો એક તબેલો બળી ગયો. ને કહે છે કે થોડો દારૂગોળો ને હથિયારો પણ ખલાસ થઈ ગયાં હતાં."

દસ વાગે એક અમલદાર આવ્યો. એણે ફરી પાછા એને પ્રશ્ન પૂછવા શરૂ કર્યા:

"ઝટ બોલી દે, તું કોણ છે?"

તાન્યા ચૂપ.

"સ્તાલિન ક્યાં છે?"

"એની ફરજ પર!"

ઘરવાળા કુટુંબને આ પછી બહાર કાઢી મૂક્યું. એટલે ત્યાર પછી એને શું પ્રશ્નો પૂછ્યા તેની કોઇને ખબર પડી નહિ.

તાન્યાનો સામાનનો કોથળો આણવામાં આવ્યો. અંદરના એના સામાનમાંથી કોટ, બુટ, હેટ, ને જાકીટ વગેરે તો પેલા સૈનિકોએ અંદર અંદર જ વહેંચી લીધાં ને થોડી ખાંડ, દિવાસળી મીઠું જે કંઇ ખાવાની ચીજો હતી તે એમના લશ્કરી રસોયા પાસે પહોંચી ગઇ, ખેર.

તાન્યાએ એનાં કપડાં પહેરવા માંડયાં. બરફથી શેકાઇને કાળા પડી ગયેલા પગોમાં મોજાં પહેરાવવામાં ઘર માલકણ પ્રાસ્કોવિયા એને મદદ કરવા લાગી. આગલી રાતે એના હાથમાંથી પડાવી લીધેલી ઘાસ-તેલની શીશી એને ગળે લટકાવવામાં આવી ને એના શરીર પર લખ્યું "આગ !"

ને આમ એને ગામ વચ્ચે તૈયાર કરેલા માંચડા આગળ લઈ જવામાં આવી. ફાંસીના માંચડાની આસપાસની જગાને ભરી દેતા જર્મન અમલદારો ને સૈનિકો ભેગા થયા હતા. આ સજા વખતે ગામના બધા રહેવાસીઓને ત્યાં હાજર રહેવાનું ફરમાન કરવામાં આવ્યું હતું. પણ કોઈ ત્યાં આવી ઉભા રહેવાની હિંમત કરી શકયા નહોતા. જે થોડા માણસો આવ્યા હતા, એ લોકો પણ આ ભયંકર દ્રશ્યના સાક્ષી ન બનવા માટે ચૂપચાપ ત્યાંથી સરકી ગયા.

ફાંસાના દોરડાની નીચે લાકડાનાં બે ખોખાં ઉપરા ઉપરી ગોઠવવામાં આવ્યાં હતાં ફાંસિયાએ આ બહાદુર છોકરીને એ ખોખા પર ચઢાવી ને એના ગળામાં પેલો ફાંસો નાખ્યો.

એક અમલદારે પોતાનો કેમેરા ફાંસીના માંચડા તરફ ફેરવ્યો. જર્મન સૈનિકોને અત્યાચારો તથા ફાંસીના જુદી જુદી જાતના ફોટો લેવાનો બહુ શોખ હોય છે. પેલા અમલદારે ફાંસિયાને થોડો વખત થોભવા કહ્યું.

આ તકનો લાભ લઈ તાન્યાએ આસપાસ ભેગા મળેલા ગામવાસીઓને ઉદ્દેશીને બોલવા માંડ્યું :

"દોસ્તો ! આટલા ઉદાસ કેમ થઇ ગયા છો? બહાદુર બનો ને લડો ! જર્મનો સામે ગમે ત્યાં હો, મોરચા માંડી લડો, એમને ભૂંજી નાખો, એમને મોતના મોંમાં ધકેલી મૂકો !"

એની પાસે ઉભેલા એક જર્મને એને બોલતી અટકાવવા ઠોંસો માર્યો ને મોં પર હાથ દાબવા ગયો. પણ તાન્યાએ એને ધક્કો મારી, બોલવાનું ચાલુ જ રાખ્યું.

"દોસ્તો ! મોતથી હું કાંઈ ડરતી નથી. પોતાના દેશ ખાતર, પોતાના લોકો ખાતર મરવું, એ તો મોટું સૌભાગ્ય છે........"

પેલા અમલદારે દૂરથી તો માંચડાનો ફોટો લઈ લીધો હતો પણ હવે એને નજીકથી ફોટો લેવો હતો. ફાંસિયો અધીરો બની ચીઢથી પેલા અમલદાર સામે તાકી રહ્યો હતો. એ જોરથી બરાડી ઉઠયો;

"જલ્દી કરો...જલ્દી !"

એ વખતે તાન્યા પેલા અમલદાર તથા આસપાસ ઉભેલા જર્મનો તરફ ફરી બોલવા લાગી.

"આજે તો તમે મને ફાંસીએ લટકાવી દો છો, ખેર. પણ તમે એમ ન માની લેતા કે હું એકલી જ છું. આવાં આવાં તો અમે ૨૦ કરોડ માનવીઓ છીએ. એ બધાંને કંઈ તમે ફાંસીએ લટકાવી શકવાના નથી. મારા ખૂનનો બદલો એ બધાં લેશે જ એ યાદ રાખજો. ભાઈઓ ! હજીય વખત છે, ભૂલ સુધારી લો."

મેદાનમાં ઉભેલા રશિયનો રડી રહ્યા હતા. કેટલાક ફાંસી તરફ પીઠ ફેરવી ઉભા હતા, જેથી આ કરૂણ દ્રશ્ય એમની નજરે ન પડે.

ફાંસિયાએ દોરડું તાણ્યું ને તાન્યાના ગળાની આસપાસનો ફાંસો જરા તંગ બન્યો, પણ બેઉ હાથે જોર કરી એને ઢીલો કરી એણે

પોતાના દેશવાસી બંધુઓને આખરનો સંદેશ આપવા પોકાર કર્યો.

"સલામ દોસ્તો! હું જાઉં છું. બહાદુર ને નિર્ભય બની ફાસિસ્ટોનો સામનો કરો. લડો......સ્તાલિન આપણી પડખે છે. એ અહીં આવશે એની ખાત્રી રાખો......"

ફાંસિયાએ નીચેના ખોખાને લાત મારી ને તાન્યાના પગ અધ્ધર થઇ ગયા. આસપાસ જામેલું ટોળું વિખરાવા લાગ્યું કોકના ગળામાંથી રૂદનની તીણી ચીસ નીકળી પડી. જંગલ આખું એનો પડઘો પાડી રહ્યું........."

આ રીતે એનું મોત થયું. હિચકારા ફાસિસ્ટ વરૂઓના કેદી તરીકે બેશુમાર વીતેલાં વીતકો માટે એક પણ હરફ કે એક અરેરાટી સુધ્ધાં ઉચ્ચાર્યાં વિના નાઝી અત્યાચારો એણે સહી લીધા છે. મૃત્યુનો સામનો પણ એણે એક વીર છોકરીને છાજે એ રીતે કર્યો. દેશને અને દોસ્તોને એણે દગો નથી દીધો. આ અદભુત છોકરીનું સ્મરણ લોકોના દિલોમાં સદાય જવલંત રહેશે!

ચોગાનમાં ભેગા થયેલા લોકો બધા ધીરે ધીરે વિખરાઇ ગયા. સૌ વહેલાં વહેલાં ઘેર પહોંચી ગયાં. એ આખો દિવસ કોઈ કામ સિવાય ઘર બહાર ડોકાયું નહિ. એ દિવસે પેલા માંચડા પાસેથી જેને જેને પસાર થવું પડયું, એ સૌ માથું ઝુકાવી ત્વરાથી ત્યાંથી પસાર થઇ ગયાં.

મહિના સુધી પવન ને બરફનાં ઝાપટાં ઝીલતું તાન્યાનું શબ એ માંચડે લટકી રહ્યું હતું. એ ગામમાં થઈને પસાર થતી જર્મન લશ્કરની એક ટુકડીમાંના જડ સૈનિકો ચોગાનની વચ્ચોવચ લટકતા આ શબની આસપાસ ભેગા થઇ ઠઠ્ઠા મશ્કરી ને અડપલાં કરી પોતાનો વખત વીતાવી રહ્યા હતા. શબમાં લાકડીઓ ઘોંચી એમના ભીષણ અટ્ટહાસ્યથી વારંવાર તેઓ વાતાવરણ જે ગજાવી મૂકતા હતા.

ને જ્યારે એમણે ગામનો કેડો મૂકી આગળ ચાલવાનું શરૂ કર્યું ત્યારે પેત્રિશ્ચેવોથી થોડા જ માઇલ દૂર એક બીજું દૃશ્ય એમની રાહ જોતું ખડું હતું. જર્મન સૈનિકોએ ફાંસીએ ચઢાવેલા બે જુવાન છોકરાઓનાં શબ માંચડે ઝૂલી રહ્યાં હતાં. આ જ રીતે રશિયાની ભૂમિ પર લોહીનાં ખાબોચિયાં ભરી, ઠેર ઠેર ફાંસીના માંચડા રોપી, આ જર્મનો હડકાયા કૂતરાંની જેમ વેરમાં આંધળા બની આ ભૂમિને ખૂંદી રહયા હતા.

નૂતન વર્ષની એક પ્રભાતે કેટલાક ફાસિસ્ટો દારૂ પી, ઘેનમાં ચકચૂર બની આ માંચડાને ઘેરી વળ્યા. બધાંએ ભેગા મળી એ શબ પરનાં કપડાં ચીરી નાખ્યાં, ને એ મરેલા શરીર સાથે હલકટ ને નીચ વર્તાવ કર્યો. હજી ય કંઇ બાકી રહી ગયું હોય તેમ તે દિવસે ગામની વચ્ચોવચ્ચ લટકતા એ શબ પર જાહેર રીતે છરી વડે છૂંદણાં કરવામાં આવ્યાં. ૧ લી જાન્યુઆરીની સાંજે પેલા દુભાષિયાએ જાહેર કર્યું કે–"ફાંસીનો માંચડો હવે ઉઠાવી લો." ગામના જર્મન મુખીના હુકમ મુજબ ગામ બહાર થોડે દૂર એક ખાડો ખોદવામાં આવ્યો.

એનાથી થોડે જ દૂર એક પ્રાથમિક શાળાના મકાનનું ખંડિયેર હતું. જર્મનોની આગલી ટુકડીઓએ મકાનને તથા એના રાચરચીલાને તોડી ફોડી બધું વેરાન બનાવી મૂક્યું હતું. ખુરસી ટેબલ તથા બાંકડાને ફાડી ચીરી બળતણ તરીકે વાપરી નાખ્યાં હતાં. આ શાળાના ખંડિયેરથી થોડેક દૂર જંગલની વાટ શરૂ થતી હતી, ત્યાં એક કબર ખોદવામાં આવી.

એક ખેડૂતની બરફગાડી (બરફમાં વપરાતી પૈડા વગરની લાકડાની ગાડી) પર નાખી તાન્યાના શબને કબર પાસે આણ્યું. હજી એના ગળામાં તૂટેલા ફાંસાનું દોરડું લટકી રહ્યું હતું. કાળી ભમ્મરની કમાન તળે રેશમિયા પાંપણોવાળી આંખો સદાને માટે બંધ થઇ ગઈ હતી. વાળનાં ઝુલ્ફાં ઊડી ઊડી કપાળને તથા ઘઉં વરણા ગાલોને વારેવારે ઢાંકી દેતાં હતાં.

બેહ હોઠ સખત બીડાયેલા હતા. એના ભવ્ય કપાળ પર ગુંગળામણની ઝાંખુડી છાયા પથરાયેલી હતી. ને છતાં એના નમણા રશિયન મુખની સુંદર રેખાઓમાં તો હજી ય એટલી જ તાજગી ને મુલાયમતા જળવાઇ રહી હતી. પૂર્ણ સંતોષની છાયા એ મુખ પર છવાઇ રહી હતી.

"આપણે એના શરીરને કશાકમાં વિંટાળીને મૂકીએ તો સારું." કબર ખોદનારાઓમાંનો એક ખેડૂત બોલ્યો.

"એથીય વધારે કંઈ કરવાની ઇચ્છા રહી ગઇ છે?" પેલા દુભાષિયાએ વ્યંગ કરતાં પૂછ્યું. "ઓહ! તમે તો કંઇ એને માનપૂર્વક દાટવાની યોજના કરી લાગે છે ને?"

એ સુકુમાર શરીરને કશાય સન્માન વિના જ એક રૂદન કરતા ઝાડની છાયામાં એ ખાડામાં દાટી દેવામાં આવ્યું. બરફના તોફાને આવી અંજલી આપતાં એની કબર પર બરફનાં ધોળાં ફૂલોનો ઢગલો કરી દીધો!

પણ જેનો રસ્તો ખુલ્લો કરવા ખાતર તાન્યા ડિસેમ્બરની અંધારી રાતે આ ગામમાં એકાએક જાગી નીકળી હતી, ને આટઆટલાં કષ્ટોને અંતે મૃત્યુની ગોદમાં પોઢી હતી, એ લોકો થોડા જ વખતમાં અહીં આવી પહોંચ્યા.

રશિયનોએ એકાએક ને અચાનક આ ગામ પર હલ્લો કર્યો હતો, ને જર્મનો બધા ગભરાટના માર્યા હાંફળા ફાંફળા, જીવ લઈ નાસી રહ્યા હતા. આજ પહેલાં એ લોકો કહેતા હતા કે–'મોસ્કો તો આ આવ્યું અમારા હાથમાં!' પણ હવે તો નિશાનીઓ કરી તેઓ સમજાવતા હતા કે ના, આ રશિયનોએ તો અમારો કચ્ચરઘાણ કાઢી નાખ્યો છે. મોસ્કો લેવાની હવે કંઇ આશા દેખાતી નથી. ને અમે તો આ ચાલ્યા બધા બર્લિન ભણી!' ને ખરેખાત એ લોકો મૂઠીઓ વાળી ભાગ્યા હોરો-ખોવોની દિશામાં.

ગ્રિબસ્તોવોની પડોશના ગામડામાં એ લોકો પહોંચ્યા ત્યારે

ગયું' તો એ આખા ગામને આગ લગાડી જર્મનો ત્યાંથી ય નાસી ગયા હતા. આગની જ્વાળાઓએ ગામ આખાને ઝડપી લીધું હતું. ગામનાં રહેવાસીઓ એમનાં બળતાં ઘરોમાંથી બચી નીકળી પેત્રિશ્ચેવો તરફ આશ્રયની શોધમાં નીકળી પડયાં હતાં. ફાસિસ્ટોએ લગાડેલી આગમાંથી બચી નીકળી આજુબાજુનાં બીજાં ગામોમાંથી પણ બરફ ગાડીઓ પર પોતાની થોડીસી બચીખુચી ઘરવખરી ને રડતાં બાળકો લાદી લોક આશ્રય માટે આ તરફ વહી રહ્યું હતું.

છેક બીજે દિવસે જર્મનોને ભાન થયું કે પેત્રિશ્ચેવોને આગ લગાડતા આવવાનું તો તેઓ ભૂલી જ ગયા. ગ્રિબસ્તોવોથી જ ચોવીસ માણસોની એક ટુકડીને પેત્રિશ્ચેવો બાળવાનો હુકમ આપી પાછી રવાના કરવામાં આવી.

જર્મન સૈનિકોને પાછા જવાનું બિલકુલ ગમ્યું નહિ. એ લોકો વિચારવા લાગ્યા કે 'ત્યાં જઇ આપણે શું કરીશું? કદાચ આપણે આપણી ટુકડીથી જુદા પડી જઇશું, કાં તો રશિયનોના પંજામાં સપડાઈ જઈશું તો!' એમણે નકકી કર્યું કે—'ગામને આગ લગાડવાની તકલીફ લેવાની કંઇ જરૂર નથી.' ને થોડાં ઘરોનાં બારી બારણાં તોડી નાખી, આમ તેમ થોડી ભાંગફોડ કરી એ લોકો પોતાની ટુકડીને પકડી પાડવા ત્યાંથી ઉતાવળે પાછા ભાગ્યા.

ઠીક થયું કે આ જર્મન હિચકારાઓમાં એમના અધિકારીના હુકમનો પૂરો અમલ કરવાની શિસ્તબુદ્ધિ ન હતી. એથી જ તો, સુભાગ્યે આખા જીલ્લામાં આ એકજ ગામ જર્મનોના વિનાશક દાવાનળમાંથી બચી જવા પામ્યું હતું. જાણે આ બહાદુર ગેરિલા છોકરીની શૌર્યગાથા ગાવા જ એ જીવતું રહી ગયું હતું! એની શૌર્યગાથાના સાક્ષી તરિકે પેલાં યાદગાર સ્થળોને જાળવી રાખવામાં આવ્યાં હતાં. એની કબર તો રશિયન લોકો માટે એક પવિત્ર યાત્રાધામ બની ગયું!

જનરલ લિયોનિદ ગોવોરોવની સરદારી હેઠળ લાલ સેનાની ટુકડીઓ પશ્ચિમ તરફ ભાગતા શત્રુનો પીછો પકડી મોઝેઈસ્ક અને એની ય પેલી બાજુ ઝારુક અને વ્યાઝમા તરફ ધસી રહી હતી. પણ આમ છતાં એ ટુકડીનો એકે એક સૈનિક આ બહાદુર છોકરીની કબર આગળ આવી પોતાની અંજલિ અર્પી જવાનું ચૂકયો નહોતો. એને માટેનું પોતાનું સન્માન અને હૃદયની ઊંડી આભાર ભરી લાગણી વ્યકત કરવાનું ચૂકયો નહોતો. એકે એક રશિયનનું દિલ આજે આવી લાગણીઓથી ભર્યું છે. તમામ હૈયાં આજે આ વીર કન્યાને પેદા કરી પાળી પોષી મોટી કરનાર એનાં માબાપ પ્રત્યે , એને શિક્ષણ આપનાર શિક્ષક પ્રત્યે ને એના દેશદાઝથી જલતા અંગારશા આત્માને સદાય જલતો રાખવા પ્રેરણા પાનાર મિત્રો પ્રત્યે આભાર ભારે ઝૂકી રહે છે.

એની ટુકડીને હુકમ આપતાં સરદાર કહે છે—

"બરાબર, અચૂક નિશાન તાકો, મિત્રો ! તાન્યાને યાદ કરો ! તમારી બંદૂકમાંથી છૂટેલી એક એક ગોળીનો યોગ્ય ઉપયોગ કરો. તાન્યાના ખૂનીઓનું બરાબર વેર લો. જ્યારે તમે દુશ્મન પર હુમલો કરો ત્યારે પાછું વાળી જોશો નહિ. તમારી ભાલાની (બેયોનેટ) અણીએ એક એક જર્મન હુમલાખોરને વીંધી નાખજો. એક એક જર્મન ખોપરીને ફોડતાં યાદ રાખજો કે તાન્યા તમારી પડખે છે ! તે ઘડીએ દયા માયાને બાજુએ મૂકો. ફાસિસ્ટો માનવી નથી, એમનામાં માનવતા નથી"

તાન્યાની કબર આગળ ઘૂંટણીએ પડી લાલ સૈનિકો વેરની ભીષણ પ્રતિજ્ઞા કરે છે ! એક એક લાલ સૈનિકની સાથે સાથે તાન્યા પણ રણમેદાનમાં પહોંચી જાય છે !

તાન્યાની વીર ગાથા આખા દેશમાં ફેલાઇ ગઇ છે. કરોડો લોકો દૂર દૂરની, બરફથી ઢંકાયેલી આ કબર વિષે ખૂબ પ્રેમ ને માનથી વિચારે છે. સ્તાલિનનો આત્મા પણ ઘણીય વાર આ લાડકી પુત્રીની કબર પાસે પહોંચી જાય છે.

## : ૨ :

સોવિયેત રશિયાના ઉચ્ચ પ્રમુખ મંડળ (પ્રિસિડિયમ) તરફથી યંગ કમ્યુનિસ્ટ લીગની ગેરિલા સૈનિક ઝોયા કાસ્મોદેમ્યાનસ્કાયાને એના મૃત્યુ બાદ સોવિયેત યુનિયનની વીર–કન્યા તરીકેનો ખિતાબ આપવામાં આવ્યો છે.

ઝોયા કાસ્મોદેમ્યાનસ્કાયા પોતાને તાન્યાને નામે ઓળખાવતી હતી. પેત્રિશ્ચેવોની ખેડૂત બાઇ સાથે કે પ્રાક્ફોવ્યા કુલિકની સાથે વાત કરતાં ક્યાંય એણે પોતાનું નામ બતાવ્યું નથી. માત્ર જંગલમાં મળેલા વેરાયાના એક ગેરિલા સૈનિક આગળ એણે તાન્યા તરીકે પોતાની ઓળખાણ આપી હતી. પણ સલામતીને ખાતર એણે પોતાનું સાચું નામ કહ્યું ન હતું.

યંગ કમ્યુનિસ્ટ લીગની મોસ્કો કમિટિએ સારી એવી તપાસને અંતે જાહેર કર્યું છે કે:

“એ છોકરીનું નામ ઝોયા કાસ્મોદેમ્યાનસ્કાયા છે. ને એ મોસ્કોની ૨૦૧ નં. ની શાળામાં ૧૦ મા ધોરણમાં ભણતી હતી. એની ઉંમર ૧૮ વર્ષની હતી. નાની ઉંમરમાં જ એના પિતા ગુજરી ગયા હતા. એની મા લિબોવ તિમોફેયેવના એક શાળામાં શિક્ષિકા છે. એ ને એનો નાનો ભાઇ શુરિક તિમિટિયાઝેવ બાગ પાસેની ૭મી એલેકઝાન્ડ્રોવ ગલીમાં રહે છે.

એનાં મિત્રો એનું વર્ણન કરતાં કહે છે :

"લાંબી, એકવડા બાંધાની, વિશાળ ખભાવાળી, તેજસ્વી, કાળી ભમ્મર આંખોવાળી ને બોબ્ડ વાળ (ગરદન સુધી કાપેલા) વાળી એ સુંદર છોકરી હતી. ઝોયાના વિચારવંત ને પ્રભાવશાળી ઘઉંવર્ણા ચહેરા પર લોહીની રતાશ ચમકતી હતી."

નિશાળની સાથીઓ કે શિક્ષકોની વાતો સાંભળતાં, પોતાની ડાયરી કે પોતે લખેલી નોંધ કે નિબંધ વાંચતાં એના વિચારવંત ચહેરા પર મક્કમતા ને ગંભીરતાની છાપ તરી આવતી હતી. કામ કરવાની એની શક્તિ ગજબ હતી; પોતે માથે લીધેલું એક વાર ઉપાડેલું કામ ગમે તે ભોગે પૂરું કરવાની એની ને ધીરજ ને ખંત અદ્દભુત હતાં! એક નિબંધ લખવાનો હોય તો એને માટે એ કેટલાં ય પુસ્તકો જોતી, ને એમાંથી જે જે સારું લાગે અથવા એના મન પર ઊંડી છાપ પાડે એને પોતાની પોથીમાં ટપકાવી લેવાની એને આદત હતી. એનું ગણિત કાચું હતું. પણ એક દાખલો શીખવા માટે ય એ રાતે મોડા સુધી એની પાછળ મંડી રહેતી. તે જ્યારે પૂરું આવડી રહે ત્યારે જ એ એનો કેડો મૂકતી.

ઝોયા એના વર્ગમાં યંગ કમ્યુનિસ્ટ લીગની મંત્રી તરીકે ચુંટાઈ હતી. એણે સુચવ્યું કે લીગના સભ્યોએ ફુરસદના વખતમાં અભણ ગૃહિણીઓને ભણાવવાનું કામ ઉપાડી લેવું જોઇએ. અને ગજબ દ્રઢતા પૂર્વક એણે એ કામ શરૂ કરી દીધું. શરૂઆતમાં તો એનાં સાથીઓએ જોસભેર એ કામ કરવા માંડયું પણ ધીમે ધીમે બધાં ઠંડા પડી ગયાં. ઝોયા આ જોઈ ખૂબ ઉકળી ઉઠી. એને દુઃખ ને આશ્ચર્ય થયું કે કેવી રીતે એક કામ માથે લીધા પછી લોકો એને અધુરું જ છોડી દેતા હશે?

એને રશિયન ઇતિહાસ અને સાહિત્યનો ખુબ શોખ હતો. આમ એ ખૂબ સાદી ને મીઠડી છોકરી હતી. એક માયાળુ મિત્ર અને યંગ

કમ્યુનિસ્ટ લીગની કુશળ ને મહેનતુ કાર્યકર્તા હતી. પણ એની આસપાસની દુનિયાની સાથે સાથે એની એક બીજી ય નિરાળી દુનિયા હતી—એના દેશના સાહિત્ય અને ઇતિહાસનાં વીર ને મેધાવાન પ્રતિભાશાળી પાત્રોની !

ઘણી વાર એના મિત્રો એને કહેતા કે તુ કેટલીકવાર બહુ ઓછા બોલી ને મૂંગી થઈ જાય છે. સાચે જ જયારે કોઈ પુસ્તક વાંચ્યું હોય ત્યારે ઘણા વખત સુધી એ એના જ વિચારોમાં ડૂબેલી રહેતી. આવે વખતે ઝોયાનું મન એના પુસ્તકનાં કલ્પિત પાત્રોની આંતરિક સુંદરતામાં જ ઘેરાયેલ ને બહારના વાતાવરણથી સહેજ અળગું અને એકલું—અટૂલું જ ઉડયા કરતુ.

ગોગોલ, તોલ્સ્તોય, બેલિન્સ્કી, તુરગેનેવ, ચર્નિશેવ્સ્કી, હરઝેન, નેક્રાસોવ, વગેરે રશિયન લેખકોએ સર્જેલાં આ ભૂમિનો મહાન અને શૌર્યવંતો ઈતિહાસ સર્જતાં પાત્રો ઝોયાની દ્રષ્ટિને સતત બાંધી રાખતાં હતાં. ઝોયાનું વ્યક્તિત્વ આ પાત્રોમાંથી પ્રેરણા પી પીને જ તો આટલું પાંગર્યું પ્રસર્યું હતું. એમણે જ એના ચારિત્ર્યનું ઘડતર કર્યું હતું. ને એમણે જ એના વિચારો ને ઈચ્છાઓની ગતિને આ દિશા તરફ વાળી, પોતાના દેશના લોકોના સુખ ખાતર એની પાસે આવું મહાન કાર્ય કરાવ્યું હતું.

એની રોજનીશીમાં ઝોયાએ 'વોર એન્ડ પીસ'માંથી ('યુદ્ધ અને શાંતિ' નામના તૉલ્સ્તોયના પુસ્તક) ફકરાના ફકરા ઉતારેલા છે. કુતુઝોવ* પર ઝોયાએ શાળાના દિવસોમાં લખેલું લખાણ ખૂબ જ

---

* ૧૮૧૨ માં નેપાલિયને રશિયા પર ચઢાઇ કરી ત્યારે તેને મારી હઠાવનાર વીર રશિયન સેનાપતિ

બળ્યાખ્યું હતું. ચર્નિશેવસ્કી અને શેવચેન્કોના× કરુણ આત્મભોગે એના પર ખૂબ અસર પાડી હતી. હંમેશ તે એ રીતે પોતાના દેશવાસીઓની સેવા કરવા તલસી રહી હતી.

ઓયાએ એના કામ માટે મોસ્કો છોડયું ત્યારે એની પાછળ મૂકી ગયેલી એક નોંધપોથી અમારી પાસે આવી છે. એના દિલમાં ગૂંજી ઉઠેલા વિચારોના ક્રમાનુબદ્ધ તાંતણાઓ એમાંથી મળી આવે છે. એ છે એણે વાંચેલી ચોપડીઓમાંથી ટપકાવી લીધેલાં વાકયો ને વિચારો: આ રહી એમાંની થોડીક કણિકાઓ !

"વ્યક્તિની આસપાસની એકે એક વસ્તુ સુંદર ને સુઘડ હોવી જોઈએ– માણસનો ચહેરો, એના કપડાં, એનો આત્મા, ને એના વિચારો..."–ચેખોવ

"કમ્યુનિસ્ટ થવું એનો જ અર્થ એ કે વિચારવંત બનવું, દઢ મનોબળ કેળવવું, અડગ વિશ્વાસ દ્વારા સાહસ ખેડી કાર્યશીલ બનવું"–માયકોવ્સ્કી*.

"પ્રેમ વિના શરીર આપવું એના કરતાં તો મૃત્યુ બહેતર છે."–ચર્નિશેવ્સ્કી:

આહ! ગોર્કીએ 'બાળકો અને સૂર્ય' નામની વાર્તામાં શું માનવતા અને પ્રેમનો ધોધ વહાવ્યો છે!' ઓયાએ વાર્તા વાંચતાં અનુભવેલી આ લાગણી છે. 'ઓથેલો+ વિષે લખતાં એ કહે છે: સત્યના ઉંચા આદર્શો તથા નૈતિક પવિત્રતાના આદર્શોને પહોંચવા માટેના મનુષ્યના જીવનસંગ્રામનો સુંદર ખ્યાલ ઓથેલો આપે છે. માણસ જાતની સાચી ને ઉમદા લાગણીઓ એ જ ઓથેલોનું વસ્તુ છે!'

રશિયન પ્રજાનો ગૌરવવંતો ભૂતકાળ, પ્રચંડ ઝંઝાવાત સમો વર્તમાન તથા ઉજ્જવળ ભવિષ્ય—એ ત્રણેની મૂર્તિસમા લેનિન અને સ્તાલિન

---

× યુક્રેનનો કવિ.

* એક મહાન સોવિયેત કવિ : મૃત્યુ ૧૯૩૦

+ શેકસપિયરનું વિખ્યાત અંગ્રેજી નાટક

વિષે ઝોયા કેટલી ઊંડી લાગણી ને યૌવન સહજ સચ્ચાઇપૂર્વક લખે છે!

પોતે સ્વીકારેલા મનુષ્ય જીવનના ઉચ્ચતમ આદર્શોને જીવનમાં ઉતારી આગળ ધપાવવા માટે સતત પ્રયત્નશીલ છોકરીના હૃદયનું પ્રતિબિંબ એની નોંધપોથી રજૂ કરે છે.

*

૧૯૪૧ ના જૂન મહિનાની વાત છે. ઝોયા દસમા ધોરણમાં દાખલ થાય છે. થોડા જ દિવસોમાં લડાઈ શરૂ થઇ જાય છે. ઝોયાને લશ્કરી તાલીમ લેવાનું મન થાય છે, ને એ એક ટુકડીમાં વોલંટીઅર તરીકે જોડાઈ જાય છે.

માની રજા લેતાં એ કહે છે—

"માડી, એમાં રડે છે શું કામ? હું પાછી આવીશ તો એક બહાદુર છોકરી તરીકે ને મરીશ તોય એક બહાદુર છોકરીના મોતે."

*

એક સૈનિક તરીકેનું ઝોયાનું જીવન જોઇએ.

એક વિશાળ ને લશ્કરી વાતાવરણવાળા ઓરડામાં એક મોટા ટેબલ આગળ ટુકડીનો મુખ્ય અધિકારી કમાન્ડર બેઠેલો છે. વેધક દૃષ્ટિ વડે એ સામે ઉભેલી ઝોયાની તપાસ કરી રહ્યો છે—

"તને બીક નહિ લાગે?"

"ના, જરાય નહિ."

"ગમે તેમ, પણ રાતે સાવ એકલાં જંગલમાં રહેવું એ શું ભયંકર નથી?"

"ના, મને તો એવું નથી લાગતું."

"ને જો જર્મનોના હાથમાં તું કેદ પકડાઈ જાય...ને એ લોકો તારા પર અત્યાર ગુજારશે તો?"

"હું મક્કમ રહીશ."

એની આ મક્કમતાએ કમાન્ડરનું મન જીતી લીધું. એણે એની અરજી માન્ય રાખી ટુકડીમાં એને ભરતી કરી લીધી.

નવેંબરની ૧૭ મીએ એણે મા પર છેલ્લો કાગળ લખ્યો: "વહાલી મા ! હવે તારું મન કેમ છે ? તને કેવું લાગે છે ? તારી તબિયત સારી છે ? માડી, તને કદીક વખત મળે તો જરૂર મને કાગળ લખતી રહેજે. મને સોંપેલું કામ પૂરૂં કરી લઈશ એટલે જરૂર હું તને એકવાર મળવા આવી જઇશ...લિ. તારી ઝોયા" ને તેજ દિવસે એની નોંધપોથીમાં એણે લખ્યું છે: "જાઉં છું, છેલ્લા સલામ...મને યાદ કરજો."

બીજે જ દિવસે ઝોયા અને એના સાથીઓએ (યંગ કમ્યુનિસ્ટ લીગમાં જોડાયેલા સભ્યો) નિરોફોમિન્સ પાસેના ઓબુખોવો નામના ગામની પાદર છોડી શત્રુએ કબજે કરેલા પ્રદેશમાં પ્રવેશ કર્યો.

પૂરાં બે અઠવાડિયાં સુધી એ લોકો જંગલમાં જ રહ્યા, ને રાતે રાતે એમણે એમને સોંપેલું કામ પાર પાડવા માંડયું. રાતભર એ લોકો અવારનવાર તાપણાંઓ વડે પોતાની જાતને હૂંફ આપી કામ કર્યે જતાં ને દિવસે ઝાડને અઢેલી બરફ પર બેસી રહી ઉંઘ લઈ લેતાં. આ જીવનની કઠણાઈઓ ને મુશ્કેલીઓએ એમાંનાં કેટલાંકને તો થકવી નાખ્યાં, પણ ઝોયાએ એને વિષે કદી ફરિયાદ સરખી કરી નથી, એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી. ખૂબ સહનશીલતા અને ગર્વપૂર્વક તે બધી મુશ્કેલીઓને સહી લેતી હતી.

પાંચ જ દિવસનો ખોરાક એ લોકો પોતાની સાથે લાવ્યાં હતાં. એ પાંચ દિવસનો ખોરાક એમણે ૧૫ દિવસ સુધી ચલાવ્યો હતો, ને હવે તો એ ય થઇ રહેવા આવ્યો હતો. પાછા ફરવાનો વખત

થયો હતો. પણ ઝોયાને લાગ્યા કરતું હતું કે એણે એનું કામ પૂરું કર્યું નથી. બધાં પાછાં ગયાં પણ એણે તો પેત્રિશ્ચેવો તરફ આગળ વધવાનું નક્કી કર્યું. એણે એના સાથીઓને કહ્યું—

"કદાચ હું ત્યાં મરી જાઉં તો ય કંઈ ફિકર નહિ પણ ડઝનેક જર્મનોને તો મારી સાથે લેતીજ જઈશ."

ઝોયાની સાથે બીજાં બે જણ આગળ જવા તૈયાર થયાં. પણ થોડા વખત પછી એ લોકો ય એને એકલી મૂકી પાછાં ફર્યાં. પણ એ તો હજી ય એટલીજ મક્કમ હતી. બે રાત તો એણે સાવ એકલાં જંગલમાં વીતાવી, ને એકલાં એકલાંજ એણે જર્મનોના અડ્ડા જેવા એક ગામ તરફ આગે કૂચ ચાલુ રાખી. એના ઉપર અમાનુષી અત્યાચાર ગુજારનાર ફાસિસ્ટ ગુંડાઓની ટોળકી સામે પણ છેવટ સુધી એણે એકલે હાથેજ લડી લીધું. સાચે સાચ એના હૃદયમાં બિરાજતી રશિયન શહીદ વીરોની મૂર્તિઓએ છેવટની ઘડી સુધી એને સાથ દીધો, એના આત્માબળને જરાય હેઠું ન પડવા દીધું.

**લાલ લશ્કરના હાથમાં કેદ પકડાયેલો કાર્લ બર્નાઈન નામનો જર્મન અમલદાર ઝોયા વિષે શું કહે છે?**

ઝોયા પર જ્યારે લેફ્ટેન્ટ કર્નલ રૂડરર નામનો ૧૯૭ મા ડિવિઝન (લશ્કરી દળ)ની ૩૩૨ મી ટુકડીનો અમલદાર જુલ્મ ને ત્રાસ ગુજારતો હતો ત્યારે કાર્લ ત્યાંજ હાજર હતો. એ કહે છે:—

"તમારા દેશની એ નાનકડી બહાદુર કન્યાની દૃઢતા તો અદ્‌ભૂતજ છે! વિશ્વાસઘાત એટલે શું એ તો એણે જાણ્યુંજ નથી. ઠંડીથી એનું શરીર ભૂરૂં પડી ગયું છે, એના ઘામાંથી લોહી વહે જાય છે પણ મોંમાંથી એક અક્ષર નીકળતો નથી."

ઝોયા એના દેશને હૃદયમાં લઈને તથા જીભ પર સ્ટાલિનનું નામ લેતી ફાંસીના માંચડે મોતને ભેટે છે. મરતાં મરતાં પણ તે વિજયની આગાહી બુલંદ કરતી જાય છે.

હિટલરના સૈનિકોના આ અમાનુષી અપરાધ વખતે હાજર રહી નજરો નજર આ કૃત્યને નિહાળનાર લોકો હજી જીવતાં છે. ઝોયાના આ મહાન કાર્ય સાથે સંબંધ ધરાવનારાં સ્થળોને પણ સ્મૃતિરૂપે સાચવી રાખવામાં આવ્યાં છે.

ભાગ્યેજ કોઇનું ધ્યાન ખેંચે એવી એની સાવ સામાન્ય કબર આજે ભવ્યતાનું એક કેન્દ્ર બની ગઇ છે. આ વીર રશિયન કન્યાની કીર્તિ–સુવાસ દિવસે ને દિવસે ફાસિસ્ટોના પંજામાંથી મુક્ત થતાં ગામડાંઓમાં પ્રસરી રહી છે. એનું સ્મરણ લોકોને નૂતન શક્તિ ને ચેતનાથી ભરી દે છે. ઈતિહાસનો અભ્યાસ કરનાર એક વિદ્યાર્થી પ્રવદામાં (સોવિયેતનું મુખ પત્ર) લખે છે:

હજી તો આપણે—સોવિયેતની પ્રજાએ જીવનમાં કૈં કૈં અનોખા અનુભવો લેવાના છે. ને એ કપરૂં જીવન જીવતાં જ્યારે જ્યારે કઠણાઈ લાગશે, ત્યારે ત્યારે હું આ ગેરિલા છોકરીના શૌર્યવંતા સુંદર ચહેરા તરફ જોઇ એની કરૂણ પણ પ્રેરણાદાયી કહાણી યાદ કરી લઈશ.

: ૩ :

## તાન્યાના મૃત્યુ બાદ તેની માતા એલ. ટી. કોસ્મોદેમ્યાનસ્કાયાની રેડિયો-ઉક્તિ

વ્હાલાં દોસ્તો !

**મારી દીકરી ઝોયાનાં** દોસ્તો તથા સાથે ભણનારાં એનાં સાથી-ઓને કંઈક કહેવાનું મને મન થાય છે. એક માના હૃદયના ઉંડાણમાંથી તમને કહું છું કે એ ફાસિસ્ટ હિંસ્રપશુઓ પર-મારી દીકરીને ફાંસીએ લટકાવનારા એ જર્મનો પર તમે પૂરેપૂરો બદલો લેજો !

મારાં લાડકાં ! ઝોયા વિષે કંઈ પણ બોલવું મારે માટે કેટલું કઠિન છે, એ તો તમે પોતેય સમજી શકો છો. એના જતાં મેં મારી વહાલામાં વહાલી પૂંજી ગુમાવી છે. એને મેં પાળી પોષી મોટી કરી હતી......મારૂં અંતર ઇચ્છે છે કે તમે મોટાં થઇ માતા કે પિતાનું સ્થાન પામો ત્યારે તમારા જીવનમાં કદી આવી ભયંકર કરૂણા અનુભવવાની પળ ન આવો...

ગમે તેમ પણ મારે તમને ઝોયા વિષે કંઈક તો કહેવું જ જોઇએ. તમને બધાંને-આપણા દેશનાં તમામ નવયુવાનોને કહેવાનું મને મન છે કે મારી દીકરી ઝોયા માટે હું ગૌરવ લઉં છું ! ઝોયા આજે મારી આ વાત સાંભળવા દુનિયામાં છે નહિ, છતાં એને આ વાત કહ્યા વિના હું રહી શકતી નથી: દીકરી, તારે માટે તારી મા મગરૂર છે !

દોસ્તો ! ઝોયા એક તીવ્ર બુદ્ધિશાળી, પવિત્ર ને પ્રેમાળ હૃદયની બહાદુર છોકરી હતી. એક વીર લડવૈયાનું હૈયું એને લાધ્યું હતું. ઝોયા અને મારી વચ્ચે મા દીકરીનો જ સંબંધ ન હતો. પણ અમે તો નીકટનાં

મિત્રો જેવાં હતાં. જીવનનાં સુખ અને દુઃખમાં અમે બેઉ સહભાગી હતાં. મને ખબર છે, કે પોતાના દેશ વિષેની લાગણી ઝોયાના દિલમાં કેટલી ઊંડી કોતરાયેલી હતી! એની સંસ્થા યંગ કમ્યુનિસ્ટ લીગ વિષે એને કેટલો પ્રેમ હતો! એના વિષે સદા મારા અંતરમાં સંતોષ અને સુખની લાગણી છવાયેલી રહેતી. કદીક મને જરાય ઉદાસ થયેલી જોતી તો પાસે આવી મારા મોં સામે જોઈ એ કહેતી:

"માડી! તને શું થાય છે? ઓહ, એમાં ચિંતા શું કરે છે? થોડા વખતમાં બધું ઠીક થઇ જશે."

એની ઉંમરના પ્રમાણમાં એ ખૂબ પ્રૌઢ, ઠરેલ ને હિંમતવાન છોકરી હતી. ઉંમરમાં ને અનુભવમાં તો હું એના કરતાં કેટલીય મોટી હું પણ જીવનની મુશ્કેલીઓ અને નિષ્ફળતાઓનો હિંમતપૂર્વક સામનો કરવામાં એ મને ખૂબ સહાયરૂપ હતી...

દોસ્તો મારાં! ઝોયાએ લડાઇને મોરચે જવાની તૈયારી કરતાં મને કહ્યું હતું: "માડી, હું ગેરિલા સૈન્યમાં ભરતી થવા જાઉં છું. તું ધીરજથી મારી વાત સાંભળ. તને તો ખબર છે, આ ફાસિસ્ટો મોસ્કો તરફ આગળ વધી રહ્યા છે તે વખતે બાજુ પર ઉભાં ઉભાં એ બધું જોયા કરવું એ મારાથી કેમે ય સહન થતું નથી..."

હું કબૂલ કરું છું કે તે વખતે મારી આંખનાં આંસુ હું ખાળી શકી નહોતી. એકાએક મારી એકની એક લાડકી દીકરીને લડાઇને મોરચે ચાલી જતી જોવી એ મારા માટે અતિ મુશ્કેલ હતું.

મને એકદમ વ્યાકુળ ને વ્યગ્ર બની ગયેલી જોઈ ઝોયાએ કહ્યુ હતું: "મા, તું રડે છે? જો, તું પોતે જ મને હંમેશાં નહોતી કહેતી કે તારે બહાદૂર અને પ્રામાણિક થવું જોઇએ? મને તો ખૂબ ગર્વ થાય છે મા, કે હું ફાસિસ્ટો સામે લડવા જાઉં છું. તે માટે તારે ય ગૌરવ લેવું જોઇએ. જો આંસુ ભરી આંખે મને વિદાય ન આપીશ."

ને આંસુને મારે થંભાવી દેવાં પડયાં. ને પછી તો એને આટલી સુખી ને આનંદથી ઉત્તેજીત બનેલી જોઇ મને પોતાને મારે માટે શરમ આવવા લાગી... તે આખી રાત અમે મા દીકરીએ એક બીજાના હૃદયની કંઇ કેટલી ય વાતો કરી.

રસ્તાને છેડે ઊભી રહેતી મોટર બસના સ્ટેશન સુધી એને વળાવવા જવાની જોયાએ મને રજા આપી. પોતાનો સામાન રાખવા એણે એક થેલો સાથે લીધો હતો. હું જાતે જ એ થેલો એને માટે ખરીદી લાવી હતી......

બસના સ્ટેશનેથી અમે છૂટાં પડયાં. ત્યાંથી વિદાય લેતાં એણે કહેલા છેલ્લા ગર્વ અને આનંદભર્યા શબ્દોનો પડઘો હજી ય મારા કાનમાં ગુંજ્યા કરે છે, એણે કહ્યું હતું:

"મા, હું જીવતી પાછી આવીશ તો એક બહાદૂર છોકરી તરીકે ને ત્યાં જ મરી જઇશ તો ય એક બહાદૂર છોકરીના મોતે જ. તું જરાય ગભરાઈશ નહિ." ને એમ કહી એ ધીમું હસી...તે પછી હું એને ફરી કદી જોવા જ પામી નહિ.

મિત્રો ! મારા હૈયામાં પડેલા ઊંડા ઘા રૂઝવવાની શકિત સમયમાં પણ નથી. પણ હું અભિમાન લઉં છું કે મારી દીકરી પોતાના મહાન ધ્યેય માટે મરતાં છેવટની ઘડી સુધી મકકમ અને પ્રામાણિક રહી છે. હિંમત હારી નથી. એક સાચી કમ્યુનિસ્ટ અને વીર સૈનિક તરીકે એ મૃત્યુને ભેટી છે.

વહાલાં મિત્રો, એક વાતે મને અનુપમ સુખની બક્ષિસ આપી છે. જોયા કદીય ભુલાશે નહિ. હૈયું ધબકતું હશે ત્યાંસુધી એ મારા હૃદયમાં તો સદાય જીવતી રહેશે જ પણ હું જીવતી નહિ હોઉં ત્યારે તમારાં હૃદયોમાં પણ એ જીવતી હશે. ને તમારાં બાળકો પણ માયાભર્યાં શબ્દો વડે એનું નામ સદા સંભાર્યાં કરશે......

એક વાત યાદ આવી ગઇ...**પ્રવદા**માં '**તાન્યા**' નામનો લેખ પ્રસિદ્ધ થયો તે દિવસે હું મોટરબસમાં મુસાફરી કરી રહી હતી. મેં તો હજી છાપું વાંચ્યુંય નહોતું. પણ બસમાં બેઠેલાં લોકો **તાન્યા**, **તાન્યા**, કરીને કંઇક વાતો કરી રહ્યાં હતાં. એ છોકરીએ કરેલાં બહાદુરી ભર્યાં કામો ને એના અદ્દભુત મનોબળની ચારે કોરથી આવતી વાતો હું સાંભળી રહી હતી. એ વખતે તો મને સ્વપ્ને ય ખ્યાલ નહોતો આવ્યો કે આ **તાન્યા** એ જ મારી પોતાની દીકરી **ઝોયા** હશે! પણ એ વાતો સાંભળી મનમાં **ઝોયા**ની ચિંતા થવા લાગી...કોણ જાણે રણ મોરચે એને કેમ ફાવતું હશે, શું થતું હશે...? મનોમન આશા જાગી કે જો મારી દીકરીને કદી ય આવા ભયંકર જોખમનો સામનો કરવાનો આવે તો એનામાંય આ અદ્દભુત **તાન્યા**ની જેમ જ મકકમતાથી એનો સામનો કરવાની તાકાત આવો...!

ને પાછળથી ખબર પડી કે એ **તાન્યા** એ બીજી કોઈ નહિ પણ મારી દીકરી **ઝોયા** જ......

બિરાદરો, એ લોહી તરસ્યા પશુ જેવા **નાઝી**ઓનું સત્યાનાશ જશે. એમની માતાઓ અને દીકરીઓનાં હૈયાં પણ મારી દીકરી પર ગુજારેલા એમના અમાનુષી અત્યાચારોથી સદાય જલતાં રહેશે! એ લોહી તરસ્યા રાક્ષસોનો વિનાશ અનિવાર્ય છે. હું બધું જાણું છું. ફાસિવાદનો સદાને માટે નાશ થવાનો જ છે. હા, આ બધું ય હું જાણું છું, મિત્રો! પણ જે પોતાની વહાલામાં વહાલી પૂંજી ગુમાવી બેઠી છે—એવી ઘવાયેલા હૈયાની એક મા તરીકે હું તમને આગ્રહપૂર્વક કહું છુ, તમે આનું બરાબર વેર લેજો. જરાય ચૂકશો નહિ!

ઝોયાની અમર સ્મૃતિમાં હું ફરીથી એક જ વાત બેવડાવું છું.

"બહાદુર બનો, **જર્મનો**નો સામનો કરો! એ ફાંસિયાઓને મોતના પ્રદેશમાં હાંકી કાઢો."

## : ૪ :

## ઝોયાની મા પર લાલ સૈનિકોનો પત્ર

**કાળી અંધાર દુઃખ અને ગ્લાનીભરી આજની** રાત છે. અમે લાલ સૈન્યના ચાર સેના નાયકો છીએ. એક ભોંયરામાં બેઠા છીએ. અત્યારે તો લડાઇ કયારની ચૂપ થઈ બેસી ગઇ છે, પણ પરોઢિયું થતાં થતાંમાં તો એ પાછી ગાજી ઉઠશે.

અત્યારે ઉંઘ કે આરામ લેવાનો થોડોક વખત મળ્યો છે. પણ ઉંઘ જાણે અમને છોડી ગઈ છે. લાલ સેનાના યુવાનોને ઉદ્દેશીને તમે કરેલું ભાષણ અમે વાંચી રહ્યા હતા. આટલી હૃદયસ્પર્શી ને વેધક વાણી અમે આજ સુધી કદી વાંચી નથી.

જંગને મોરચે આગળ વધતાં રસ્તામાં અમે બાળી નાખેલાં ગામડાંઓ અને શહેરો જોયાં છે, ઠરીને શીંગડું થઈ ગયેલાં બાળકને હાથમાં લઇ પાગલની જેમ ઘૂમતી ખેડૂ સ્ત્રીઓ, અત્યાચાર ને જુલ્મથી પીડાતી છોકરીઓ, ને હજારોની સંખ્યામાં કતલ થયેલાં ને ફાંસીને માંચડે લટકતાં શબો—આ બધાં દૃશ્યો અમે આ સગી આંખો વડે નિહાળ્યાં છે. લોહી તરસ્યાં હિટલરી પશુઓ એમની પાછળ જે જે કંઈ મૂકતા ગયા છે તે બધું અમે જોયું છે. પણ આજ દિન સુધી કદી અમારી આંખોમાં પાણી આવ્યાં નથી.

પણ તમારી વાણી સાંભળી આજે અમારી આ પથ્થર જેવી આંખો પણ આંસુથી ભીંજાઇ રહી છે! આજે આ આંસુ લૂછી નાખી

અમે સોગંદ લઈએ છીએ: તાન્યાને અમે કદી ભૂલીશું નહિ, ને એના તરફ પશુ બનનાર જર્મન ફાસિસ્ટોને અમે કદી જતા નહિ કરીએ. એની પવિત્ર મૂર્તિ અમને શકિત અને ઝનૂનથી સળગાવી મૂકે છે. એ અમને રણમેદાને આગળ ને આગળ ધપવા પોકારી રહી છે, અમને દોરી રહી છે.

માડી...! આ વીર કન્યાને ઉછેરી મોટી કરનાર તમારી આગળ અમારાં ઊંડા અભિનંદનભર્યાં હૈયાં વારંવાર ઝૂકે છે.

આફત અને ભયની કારમી ક્ષણોમાં સૈનિકો બોલે છે: 'તાન્યા!' અને તાન્યાનો આત્મા એમનાં હૈયાંને તાકાત અને સાહસથી ભરી દે છે. 'તાન્યા' એ તો દેશદાઝ અને આઝાદીની તમન્નાનું બીજું નામ બની ગયું છે!

અમને બરાબર યાદ આવે છે—લિબાવા નજીકની લડાઈમાં જર્મનોનાં ધાડાં અમારી રણ–ખાઈઓ તરફ વેગભર્યાં ધસી રહ્યાં હતાં. એક ક્ષણની વાર થઈ હોત તો એ ધાડાં અમારે માથે આવી ઉભાં રહ્યાં હોત! પણ એકાએક એક સંદેશવાહક છોકરી અમારી દૃષ્ટિ સમક્ષ ખડી થઈ.

"કોમરેડસ! કયાં સુધી સૂઇ રહેશો? આગળ ધસો!"

કોક ભયંકર તાકાત અમારાં બદનમાં આવી વસી. અમે અમારી ખાઇઓ છોડીઆગળ ધસી ગયા. આનંદ અને ઉ-તેજનાની કિકિયારીઓ વચ્ચે અમે બેયોનેટનો હલ્લો શરૂ કર્યો.

સંદેશવાહક છોકરી તો ત્યાં જ ખલાસ થઇ ગઈ. પણ દુશ્મનોને ચૂર કરી અમે એ પ્રદેશ જીતી લીધો. અમે કોઈ એ છોકરીનું નામ સુદ્ધાં જાણતા નથી. પણ હવે અમે એને ય તાન્યા જ કહીશું.

ના, અમે તાન્યાને કદી ભૂલીશું નહિ. તાન્યાના ખૂનનો અમે પૂરેપૂરો બદલો લઈશું. વીર કન્યાને છાજે એવું એનું મૃત્યુ થયું છે પણ એનો આત્મા તો હજી ય જીવે છે,—એ તો અમર છે!

તાન્યા જીવે છે અમારા એકે એકના હૃદયમાં! વિજય આપણો જ છે. હિંમત રાખો, મા!

લાલ સલામ સાથે

**કોરિયાગિન, કુર્તાસીવ, મિવુગોવ**
સીનિયર લેફ્ટેનન્ટો

**બારસુમયાન** : લેફ્ટેનન્ટ

**દેસ્રિયાત્નિક** :
જુનિયર પોલિટિકલ ઇન્સ્ટ્રક્ટર

: ૫ :

## માતાએ આલેખેલી ઝોયાની શિશુકથા

રશિયાના ઉત્તર પ્રદેશમાં તમ્બોવ વિભાગમાં 'આસ્પન ગ્રોવ *' નામનું એક નાનકડું ગામ છે. બરાબર નામને અનુરૂપ જ ગામ હતું. લોકો કહે છે ઘણા વખત પહેલાં આ આખો છીલો ચારે કોર જંગલની લીલી કુંજાર ઝાડીઓથી છવાઈ ગયેલો હતો. હમણાં હમણાં થોડા સમયથી જ એ ગીચ ઝાડીની વચ્ચે ટપકાં જેવાં ધાન્યનાં નાનાં નાનાં ખેતરો ઝબકી રહ્યાં હતાં.

ક્રાંતિ પહેલાં આસ્પન ગ્રોવ ગામમાં પાંચેક હજારની વસ્તી હતી. દર શુક્રવારે અહીં બજાર ભરાતું. એમાં આજુબાજુનાં ગામડામાંથી ખેડૂતો માલ ખરીદવા ને વેચવા આવતા. મોસમ પૂરી થતી ત્યારે ફુરસદના વખતે ગામના કેટલાક લોકો મોસ્કો જઈ ત્યાંની ફેક્ટરીઓ અને કારખાનાંઓમાં કામ કરી પૈસા કમાતા. શહેરમાં જઇ કમાઇ આવેલા લોકો ગામડિયા નહિ પણ 'દુનિયા જોઇ આવેલા લોક' ગણાતા.

પણ ક્રાંતિ પછી તો ગામ આખું સાવ બદલાઇ ગયું. પહેલાં બે નિશાળો હતી તે વધીને દશ થઇ ગઈ. યંગ કમ્યુનિસ્ટ લીગના છોકરાઓ લાલ રૂમાલ ગળે બાંધી એનાં મેદાનોમાં પરેડ કરવા લાગ્યા. એ જ યંગ કમ્યુનિસ્ટ લીગ તરફથી સાંજે સાંજે સાહિત્ય, નાટક અને સંગીતના જલસાઓ થવા લાગ્યા. અવારનવાર સિનેમા ગૃહોનો લાભ પણ ગામડાંનાં

* આસ્પન વૃક્ષોની નિકુંજ

લોકોને મળવા લાગ્યો. શિક્ષકો, ડોકટરો અને ખેતીવાડી નિષ્ણાતોનાં ભાષણો વારંવાર થતાં. લોકગૃહો ને વાંચનાલયોના ખંડ હંમેશાં લોકોથી ઉભરાતા રહેતા.

ગામ ઝડપભેર પ્રગતિ કરી રહ્યું હતું. જીવન ઉજમાળું ને સુંદર બનતું જતું હતું.

આ ગામમાં અમે સુખચેનથી રહેતાં હતાં. ૧૯૨૩ માં પાનખરની એક સવારે ઝોયાનો આ નવી દુનિયામાં જન્મ થયો. અમારા કુટુંબમાં આ પહેલી જ છોકરી હતી. બધાં એને ખૂબ લાડ લડાવતાં.

ઝોયા જ્યારે છ વર્ષની થઇ ત્યારે અમે સાઇબેરિયાના કન્સ્ક નામના શહેરમાં ગયાં. હું અને એના બાપા નવા ઘરની વ્યવસ્થામાં લાગેલાં હતાં, ત્યાં એના નાના ભાઇએ આવીને કહ્યું : "ઝોયા જડતી નથી." અમે એને શોધવા ગામ આખું માથે કર્યું, પણ ક્યાંય એનો પત્તો જ ન મળે. મારો જીવ તો અદ્ધર ચડી ગયો. આખો દિવસ કામમાં કંઇ ચિત્ત લાગ્યું નહિ. વારે વારે ચિંતાભર્યે હૈયે હું બારી બહાર જોયા કરતી, 'કોણ જાણે ક્યાં ગઈ હશે? શું થયું હશે છોકરીને.'

આખરે મોડી સાંજ થવા આવતાં જોઉં છું તો ઝોયા એના બાપાની આંગળીએ વળગીને હસતી કૂદતી આવી રહી છે. હાશ !

આવા સાવ અજાણ્યા શહેરમાં પણ ઝોયાને કોઈ વાતે કશાનો ડર નથી, શરમ નથી, સંકોચ નથી. અજાણ્યા લોકોમાં ફરવું, નવું નવું જાણવું એ તો એનો શોખ છે. આ નાનકડી છોકરીની કુતૂહલ વૃત્તિનો કંઈ પાર નથી! રમતાં રમતાં એણે તો જંગલ તરફ ચાલવા માંડયું હતું પણ પછી પાછા ફરતાં ઘરનો રસ્તો ભૂલી ગઈ હતી. સાંજે એના બાપા શોધતા શોધતા એક પોલિસ સ્ટેશને પહોંચ્યા, તો ઝોયા ત્યાં આનંદથી બેઠી બેઠી ચા પીતી હતી. જાણે એ જ એનું ઘર હોય!

અમે જે ગામમાં રહેતાં હતાં ત્યાં હજી ય કેટલાક નાના જમીન-દારો રહેતા હતા. એમને જોઈ ઝોયા આશ્ચર્યપૂર્વક કહેતી : 'એકલા એક માણસને આટલી બધી ગાયો, આટલા ઘોડા ને હજાર હજાર ઘેટાં ને આવડા મોટા ઘરની શી જરૂર પડતી હશે? એ આ બધાનું શું કરતો હશે, મા ?'

ચારે બાજુ વિશાળ વનપ્રદેશ ને બાજુમાં જ વહી જતી નદી જોઇ ઝોયા ખૂબ આનંદમાં આવી જતી. કુદરતને ખોળે જન્મેલી ગામડાની છોકરીને અહીં પણ એની દુનિયા મળી રહી. જંગલોમાં ઘૂમવું ને ફળ વીણવાં એ એનો અહીંનો મુખ્ય ધંધો હતો. વાઘ વરૂની બીક બતાવ્યે એ પાછી ફરે તેવી ન હતી. સાંજે ફરી ફરી થાકીને ઘેર આવી, મારી પાસે બેસી આનંદભરી આંખે એના અનુભવોની બધી કહાણી રસપૂર્વક કહેતી.

ઓકટોબરમાં તો અમારા ગામની નદી ઠરીને બરફ થઈ જતી. મે મહિના સુધી એ એ જ અવસ્થામાં ચૂપચાપ પડી રહેતી. પણ વસંતની શરૂઆત થતાં જ બરફ ઓગળવા માંડતો ને નદીમાં એવું તો તોફાની પૂર આવતું કે કિનારા પરનાં ગામનાં ગામ એમાં તણાઇ જતાં—ઢોર ઢાંખર, ઝૂંપડાં ને બધું ય. ગામલોકો બાજુના ડુંગરાઓ પર જઈ આશ્રય લેતા.

પણ સુભાગ્યે એ વર્ષે પૂર આવ્યું જ નહિ. લોકોને માથેથી આફત ઊતરી ગઇ.

આંતરિક વિગ્રહ વખતનાં જૂનાં સાઇબેરિયન ગેરિલા-ગીતો ઝોયાને ખૂબ ગમતાં. એણે ઘણાં ગીતો શીખી લીધાં હતાં.

૧૯૩૦માં એક નવું સમૂહ-ખેતર પેદા થયું. જમીનદારી એના છેલ્લા શ્વાસ લઈ રહી હતી. એના અવશેષોસમા કેટલાક પૈસાદાર ખેડૂતો તો સમૂહ-ખેતરના કટ્ટર વિરોધી હતા. એ લોકો ગુંડાઓની

ટાળકીઓ ઉભી કરી સમૂહ-ખેતરોના આગેવાનોનાં ખૂન કરાવતા.

મને ખબર છે, એક વખત આવા સમૂહ-ખેતરના આગેવાનોનાં સાત શબ અમારા ગામમાં લાવવામાં આવ્યાં હતાં. સૌ એમની શ્મશાન ક્રિયામાં હાજરી આપવા સરઘસમાં જોડાઇ રહ્યું હતું. જે કોઇ આ દ્રશ્ય જોતું એની આંખો ભીની થયા વિના રહેતી નહિ. એ દ્રશ્ય મારાથી કેમે ય ભૂલી શકાતું નથી. ગામની વચ્ચોવચ એક સુંદર ઘુમ્મટ રચ-વામાં આવ્યો હતો. એની નીચે આ સાતે શબોને સુવાડયાં હતાં. ઝોયાના કૂમળા મગજ પર આની ઊંડી છાપ પડી. ઘણી વખત એ કબરો આગળ જતી. કોણ જાણે એ શું વિચારતી હશે !

**સાઇબીરિયા** છોડયે આજે અમને વરસેક થવા આવ્યું. મોસ્કો પ્રદેશના સીમાડા પરના એક ગામમાં તિમિરિઝેવ એકેડેમીની એક શાળામાં હું શિક્ષિકા તરીકે કામ કરૂં છું. ઝોયા અને શુરાની (એનો નાનો ભાઇ) પણ આ જ શાળામાં મેં બદલી કરાવી લીધી.

પણ થોડા જ વખતમાં ઝોયા માંદગીને બિછાને પડી. માંદગી લાંબો વખત ચાલી. આ વખત દરમિયાન બિછાને પડયાં પડયાં ઝોયાએ એનાં જેવડાં જેવડાં છોકરા છોકરીઓની સારી એવી ઓળખાણ કરી લીધી. એના દાદા ને દાદી એની સારવારમાં હતાં. એમની સાથેની વાતોચીતો ને લાંબા વખતના સહવાસે એ જરા વધારે ગંભીર ને ઠાવકી બની હતી. અનુકરણ કરવાની ને ગ્રહણ કરવાની શકિતને કારણે દાદા-દાદી પાસેથી વાતચીત કરવાની ને સમજાવવાની શક્તિ તથા પદ્ધતિ ગ્રહણ કરી લીધી હતી.

એક દિવસ ઝોયાએ એક નાના છોકરાને બીડી પીતો જોયો. એણે એને સખત ઠપકો આપ્યો. બરાબર એનાં દાદીમાની જેમ પેલા છોકરાને સમજાવતાં કહેવા માંડયું: "નાનાં છોકરાંએ બીડી ન પીવી

જોઈએ. એમાં ને એમાં કોક દિવસ કશું ભાન નહિ રહે તો તું તો આખા ઘરને ક્યાંક આગ લગાડી બેસીશ."

બીજે વખતે વળી પડોશીની છોકરીને ઉપદેશ આપતી ઉચ્ચી હતી: "પારાન્યા, તું ગામડિયા જેવી ભાષા કેમ બોલે છે? જ્યારે બીજાં બોલતાં હોય ત્યારે જરા ધ્યાન દઈને સાંભળતી જા, તો તને જલ્દીથી બીજાના જેવું બોલતાં આવડી જશે."

થોડા જ વખતમાં તે યંગ પાયોનિયર્સના દળમાં જોડાઇ ગઈ. એની એ વખતની ઉંમર એ હતી કે જ્યારે માણસનું જીવન, એનો સ્વભાવ ને એની લાગણીઓ ઘડાય છે; એનાં કૂંળાં મૂળિયાં ઊંડા ને ઊંડા નંખાતાં જાય છે.

યંગ પાયોનિર્સના દળના (ને પાછળથી યંગ કમ્યુનિસ્ટ લીગના) સભ્ય હોવું એ તો એને મન એક મહાન સન્માન અને ગૌરવની વસ્તુ હતી. એના દળનો સૌથી પહેલો સિદ્ધાંત એ હતો કે "સાચદિલ બનો". આ સૂત્રને એણે ખૂબ ગંભીરતાપૂર્વક દિલમાં રાખ્યું હતું. જૂઠું બોલનારાં પર તે ખૂબ ચીડવાતી. એના વર્ગમાં કોઇ જૂઠું બોલતું તો એની પાસે જઈ બરાબર એની આંખો સામે જોઈ રહી તે કહેતી: "હવે સાચે સાચી વાત કહે, એક સાચા પાયોનિયર તરીકે છાતી પર હાથ રાખી, જે સાચું છે તે કહી દે." ને આવી રીતે લગભગ તે સાચી વાત પેલા પાસેથી કઢાવતી.

ને કોઈ પાયોનિયરને એના ગણવેશના ત્રિકોણિયા લાલ રૂમાલ વિના જોતી તો તરત બોલી ઉઠતી: "વાહ, તમે ખરા પાયોનિયર છો!"

એના વર્ગમાં ને રમત ગમતોમાં એ સૌની આગેવાન હતી. એમની અંદર અંદરના ઝઘડા પતાવવા માટે એના બધા સાથીઓ એની પાસે આવતા. બહુ ગરબડ થઈ જતી ત્યારે એક ખુરસી કે ઉંચા ટેબલ પર

ચઢી જઇ એ ચૂકાદો આપતી. જેમાં એ વિશ્વાસપૂર્વક માનતી એનો ખૂબ મક્કમતાપૂર્વક બચાવ કરતી, ને જો સામાની વાત એને ગળે ઉતરી જાય તો તે પોતાની માન્યતા ફેરવતી પણ ખરી.

**૧૯૩૮ ના ઓકટોબર માસમાં** તે યંગ કમ્યુનિસ્ટ લીગમાં જોડાઇ ગઈ. આ દિવસને એ એક પવિત્ર દિવસ ગણતી. એણે ત્યાર પછી પોતાનો રાજકીય અભ્યાસ વધારવા માંડયો. કેટલી હોંશથી એણે એના સભ્યપદની નાનકડી ચોપડી મને બતાવી હતી! એ નાનકડી ચોપડીને એ ખૂબ સંભાળપૂર્વક જાળવીને મૂકી રાખતી.

નિશાળમાં તો એ કેટલાંક સામાજિક કામો કરતીજ હતી, પણ તેટલાથી એને સંતોષ નહોતો. એણે તથા એના સાથીઓએ પ્રૌઢશિક્ષણના વર્ગો લેવાનું કામ શરૂ કર્યું. શરૂશરૂમાં તો બધાંએ ઉત્સાહપૂર્વક કામ કર્યું પણ ધીમે ધીમે સૌ ઢીલાં પડી ગયાં ને વર્ગો લેવાના મૂકી દીધા. ત્યારે ય ઝોયા તો પોતે ઉપાડેલા કામને એટલીજ ચીવટથી વળગી રહી હતી. એ વર્ષને અંતે એના શિષ્યોને તો વાંચતાં લખતાં પણ આવડી ગયું. શિક્ષણ પદ્ધતિ વિષેનાં પુસ્તકો પણ તે વાંચતી.

૧૯૩૩ માં મારા પતિ ગુજરી ગયા. ત્યાર પછી તો અમારે એકલાંએ જ જીવનની કઠિન વાસ્તવિકતાઓ સામે ઝૂઝવાનું રહ્યું હતું.

હું સવારના પહોરમાં ઊઠી મારે કામે જતી ને ઠેઠ સાંજે ઘેર પાછી આવતી. ઘરનો બધો બોજ ઝોયાએ ઉપાડી લીધો હતો.

આજે જ્યારે ઝોયા અમારી પડખે નથી, ત્યારે એનો એકેએક શબ્દ મારી સામે આવી ઊભો રહે છે. એ શું કરતી હતી, શું કહેતી હતી, એના જીવનની ઝીણી ઝીણી વીગતો મારા મનને ઘેરી વળે છે. મારી દીકરીને હું પહેલાં કરતાં ય વધારે સ્પષ્ટ સ્વરૂપે જોઈ શકું છું.

અખંડ આરસમાંથી ઘડી કાઢેલી મૂર્તિના જેવી એની એકમયતા કોઈની ય આંખોને બાંધી લીધા વિના રહેતી નહિ.

**સ્તાલિનનું એક વાક્ય** સદાય એની સ્મૃતિમાં કોતરાયેલું રહ્યું હતું. ગર્વપૂર્વક એ એને ઘણી વાર યાદ કરતી:

"શ્રમ કરવો, મહેનત કરવી એ તો અમારા દેશમાં એક સન્માન, ગૌરવ અને વીરતાનું લક્ષણ ગણાય છે."

જીવનના આવા આદર્શો વચ્ચે એ ઊછરીને મોટી થઇ હતી. જાહેર જીવનમાં નિશાળમાં કે ઘરમાં, જીવનના સિદ્ધાંતો સદાય એની દૃષ્ટિ સમક્ષ રહેતા. એ કોઇ પણ કામ કરતી તે સદા સિધ્ધાંતોને ધ્યાનમાં રાખીને જ કરતી.

તે બીજાની પાસે કડક શિસ્તપાલનની અપેક્ષા રાખતી પણ પોતે તો તેથીય કડક નિયમો પાળતી. એને ઘણીવાર આશ્ચર્ય થતું કે લોકો કામ શરૂ કર્યાં પછી અધૂરું શી રીતે મૂકી દઈ શકતા હશે?

એક બીજી પણ અદ્દભુત આદત એનામાં હતી: **ઝોયાની** ઉંમર નાની હોવા છતાં કદી એ પોતાનો વખત આળસમાં યા ગમે તેમ બગાડતી નહિ. એણે કોઈ કામ પોતાને માથે લીધું હોય તો તે વખતસર પૂરું કરવા માટે સવારના ચાર વાગેય ઊઠતી ને કદીક તો રાતભર જાગી કામ પૂરું કરતી ત્યારે જ એને ચેન પડતું.

એની નોંધપોથીમાં નીચેનાં વાક્યો લખેલાં છે:—

"તમારું સ્વમાન સાચવો, પણ જાતનું બહુ અભિમાન ન કરશો; ને માત્ર આત્મરત બની જઇ, પોતાની જાતને કોચલામાં બંધ પણ ન કરી દેશો. પૂર્વગ્રહોનાં જાળાં તમારા મનમાં બાઝવા જ ન દો. બધે ચીસો પાડતા ન ફરો કે 'હાય, મારી કોઈ કદર કરતું નથી, કે માન આપતું નથી.' એમ ચીસો]

પાડી હાથ વશળ કાઢવા કરતાં તમારા મનને કેળવો ને આપોઆપ તમારો આત્મવિશ્વાસ વધવા માંડશે."

બીજું એક સુવાક્ય એના પર ઊંડી છાપ પાડી ગયું હતું—

"મુશ્કેલીઓ ઉપરના વિજયમાંથી જ સહનશીલતા અને હિંમત પેદા થાય છે. કરોડરજ્જુ વિનાની લૂલી માછલી જેવાં માણસોમાં જ પોતાનું કામ પૂરું કરવાની ખંત ને ધીરજ હોતાં નથી."

**વરસો પર વરસો** વીતી ગયાં. ઝોયા બાળક મટી કિશોર બની. એણે તોડ કાઢયો કે ગણિત પર એને પ્રભુત્વ મળી શકશે નહિ, એટલે એંજિનિયર થવું મુશ્કેલ છે. એને માટે એણે નક્કી કર્યું કે સાહિત્ય પર પ્રભુત્વ મેળવી સાહિત્યના અધ્યાપક થવું અને પછી એ ક્ષેત્રમાંજ આગળ વધવું. એનો આદર્શ તો એક લેખિકા થવાનો હતો. પણ એના આ બધા મનોરથો વિષે એણે કોઈની આગળ એક શબ્દ સરખો કાઢયો નથી. સાહિત્ય એ તો એને માટે કોક અદ્ભુત આકર્ષણનો વિષય હતો. પુશ્કિન, તૉલ્સતોય, ગૉર્કિ, નેક્રાસોવ, ચર્નિશેવ્સ્કી ને આપણા નવા સાહિત્યકાર નિકોલાઈ ઓસ્ત્રોવ્સ્કી એના ખૂબ માનીતા સાહિત્યકારો હતા. એમનાં જીવન અને લેખને એને ખૂબ પ્રેરણા પાઈ હતી, સહનશકિત અને ખંતના પાઠ શીખવાડયા હતા.

પિતૃભૂમિ ને એ ભૂમિની પ્રજા માટે એના દિલમાં અપાર પ્રેમ ભર્યો હતો. સોવિયેત પ્રજાઓના ઇતિહાસનો પણ શોખ એને જાગ્યો હતો. રશિયનોનાં લોક-ગીતો ને મહાકાવ્યોની એ ખૂબ શોખીન હતી. ઇતિહાસના એના શોખને લીધે એ એલેકઝાંડર નેવ્સ્કી, એલેકઝાંડર ક્રેન્સ્કોય ને બીજા લેખકોનાં પુસ્તકો વાંચતી. તોલ્સ્તોયના "યુદ્ધ અને શાંતિ" (વોર એન્ડ પીસ) નામના પુસ્તકમાંથી એણે બોરોદિનોના યુદ્ધનું આખું ને આખું વર્ણન પોતાની નોંધમાં ઉતાર્યું હતું.

જનતાને દમનાર શોષકોનું વેર લેનારાં પાત્રોની એ ખૂબ પ્રશંસક હતી.

એકંદરે ઝોયા ખૂબ શાંતિપ્રિય સ્વભાવની હતી. તે કદી પોતાને વિષે કે પોતાની લાગણીઓ વિષે કોઇને કશું જ કહેતી નહિ. આમ છતાં એનો સ્વભાવ મળતાવડો ને પ્રેમાળ હતો. મોજશોખમાં એને સિનેમા ને સંગીત ખૂબ ગમતાં.

**નવમા ધોરણમાં** ભણતી હતી ત્યારે ઝોયાને એકાએક ભયંકર અગ્નિ પરીક્ષામાંથી પસાર થવું પડયું હતું. એને મેનિન્જાઇટિસનો રોગ લાગુ પડયો હતો. એને મોસ્કોની બોતકિન હોસ્પિટલમાં રાખવામાં આવી હતી. અમે મા–દીકરો રાત દિવસ ચિંતામાં ડૂબેલાં રહેતાં: 'બેન બચશે કે નહિ ?' પણ પ્રો. મોરગ્યુલિસે એને મૃત્યુના ભયંકર જડબામાંથી ઉગારી આણી હતી.

એની આ લાંબી ને ભયંકર માંદગી દરમિયાન એની સારવારમાં રહેનારા ડૉકટરો અને નર્સો પણ એની અદ્ભુત સહનશકિત જોઈ આશ્ચર્ય પામ્યાં હતાં. આટઆટલી વેદના છતાં એના મોંમાંથી કદી દુ:ખનો ઉંકાર સુદ્ધાં નીકળ્યો ન હતો. હોસ્પિટલમાં સૌ એને ખૂબ ચાહવા લાગ્યાં હતાં.

એને જરાક સારું થયું કે એણે મને કહ્યું: "મા, મને થોડી ચોપડીઓ લાવી આપ."

બરાબર સાજી થઇને ઘેર આવ્યા પછી તરત એણે શાળામાં દાખલ થવા અરજી કરી. ડૉકટરોએ એને કહ્યું કે 'દસમા ધોરણમાં જવાની હમણાં ઉતાવળ ન કરીશ.' પણ એને એ વાત કેમે ગળે ઉતરી નહિ. એ મહેનત કરી પરીક્ષા પાસ કરી દસમા ધોરણમાં દાખલ થઈ પણ ગઇ.

**૧૯૪૧ ના જૂન મહિનાની પ્રભાતે** રેડિયો પરથી રશિયાના પરદેશમંત્રી મોલોતોવે ભાષણ દ્વારા જાહેર કર્યું કે, 'જર્મનોએ આપણા દેશ પર હુમલો કર્યો છે.' હું તો સવારના પહોરમાં જ ખરીદી કરવા બજારમાં ગઈ હતી, પણ પાછી આવીને જોઉં છું તો એક ભાઇ બેન ખૂબ ઉત્તેજીત બની વાતો કરી રહ્યાં છે.

અત્યંત ગંભીર કંઠે ઝોયા બોલી, "હવે તો આપણા આખા દેશના લોકોની જિંદગી બિલકુલ બદલાઇ જશે." એની આંખોની એ ઠરેલ ને ઊંડી દષ્ટિ આ જ પહેલાં મેં કદી જોઈ ન હતી.

કટાક્ષ કરતાં શુરા બોલ્યો: "બધું ખરૂં, પણ તમે છોકરીઓ શું કામ લાગવાની છો? તમારે તો ચૂપ થઇને બેસી રહેવું એ જ સારૂં છે."

યુદ્ધ...! બધાંની જીભે આ અશુભ શબ્દ વારંવાર રટાતો સંભળાય છે. પુરૂષો બધા લશ્કરમાં ચાલ્યા ગયા છે. શુરા પણ કામદાર–મોરચે કામ કરવા સ્મોલેન્સ્કના કોક વિસ્તાર પર પહોંચી ગયો છે.

ઝોયા ચીડાઈને ફરિયાદ કરવા લાગી કે "છોકરીઓને કેમ કોઈ કામ માટે બોલાવતા નથી? મા, મને તો નિશાન તાકતાંય સારૂં આવડે છે. હું શું આપણી લાલસેનાની ટુકડી સાથે ન જઈ શકું?"

એણે લશ્કરી તાલીમના વર્ગો નિયમિત ભરવા માંડયા. મોરચા પર લડવા જવાની મારી દીકરીની તમન્નાએ આ જ વખતથી ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માંડયું હતું. આજ સુધી હું એ વાતને એનું એક સ્વપ્ન જ માનતી હતી.

"ઓહ! આ શાપિત નાઝી રાક્ષસોનો વિનાશ કરવાની તક મળે તો!" ઝોયા મારા કાન આગળ ધીમેથી ગણગણતી.

ત્યાર પછી તો **મોસ્કો** પર બોમ્બમારો શરૂ થયો. આ વખતે **એ. આર. ડી.** માં (હવાઇ હુમલા સંરક્ષણ દળમાં) જોડાતાં જો કોઇ ગભરાતું કે અચકાતું તો એની સામે **ઝોયાને** ખૂબ ચીડ ચડતી. એ આગ હોલવનારા દળમાં જોડાઇ ગઇ હતી. વારંવાર છત પર ચઢી તે આગની તપાસ રાખતી ને હવાઈ હુમલાની સાઇરન વાગતાંજ તે સાવધાન થઈ જતી.

લડાઇના શરૂઆતના દિવસો દરમિયાન જ એણે પોતાની જાતને ખૂબ ઘડી હતી, કેળવી લીધી હતી. એની મુખરેખાઓ વધારે સખત ને દૃઢ થતી ચાલી. એના હોઠ ઘણીવાર કોક નિશ્ચયમાં સખત બીડાયેલા રહેતા. એની આંખોમાં કોઈ નવી જ આગ જલી રહી હતી.

**સોવિયેત** સમાચાર ખાતા તરફથી બ્રોડકાસ્ટ થતા સમાચારો તે રેડિયો પર નિયમિત સાંભળતી. અને પછી અમારા તરફ ફરી ક્યાંય સુધી શૂન્ય નજરે કંઇક જોઈ રહી, ક્રોધથી ઉશ્કેરાયેલા સ્વરે બોલી ઉઠતી:

"આ બદમાશો આપણા દેશ વિષે શું ધારી બેઠા હશે? આપણા દેશને ફાસિવાદનો ગુલામ તેઓ કદીય નહિ બનાવી શકે."

**સપ્ટેમ્બર મહિનો** શરૂ થયો ને શાળા તરફથી જાહેર થયું કે "વર્ગો હમણાં બંધ કરવામાં આવ્યા છે."

એનો ભાઈ કામદાર મોરચેથી પાછો આવ્યો હતો. એટલે બેઉ જણાં ભેગાં મળી **બોરેત્સ** કારખાનામાં ટર્નર તરીકેનું કામ શીખવા જતાં. પણ થોડા જ વખતમાં કામદાર મોરચાના અધિકારીઓએ **ઝોયાને** એક સમૂહ ખેતર પર કામ કરવા મોકલી.

**ઝોયા** તો લડાઇ શરૂ થઇ ત્યારથી જ જાણે એની જ રાહ જોઇ રહી હતી! એના આનંદનો પાર નહોતો! લડાઇના મોરચા પર નહિ તો

કંઈ નહિ, હમણાં કામદાર મોરચો ય ભલો ! એણે થોડી સાહિત્યની ચોપડીઓ ને પોતાની નોંધપોથી સાથે લીધી.

થોડા વખત પછી એનો કાગળ આવ્યો.

“અમે અનાજની લણણીમાં મદદ કરીએ છીએ. દરરોજના ૧૦૦ કિલોગ્રામ[1] જેટલું કામ થવું જોઇએ. પણ ઓક્ટોબરની ૨૭ એ મેં માત્ર ૮૦ કિલોગ્રામ જ કામ કર્યું. પણ આ તો કેમે ય ચાલવા દેવાય નહિ. મારે જલદી મારી જવાબદારી પૂરી કરવા જેટલી કુશળતા મેળ-વી જ લેવી જોઇશે.”

આટલું કામ કરવું એ કંઇ સહેલી વાત નહોતી. આખું આખું ધુમ્મસ છવાયેલું રહેતું હતું, બરફનો આછો પાતળો થર જમીન પર બાઝી રહેલો હતો. એટલે મને તો ઉલટી એની ચિંતા થવા લાગી. એની પાસે પૂરતાં ગરમ કપડાં પણ હતાં નહિ.

પણ એ વિષે તો એ બહુજ થોડું લખતી. એને બદલે એ આનંદથી ઉભરાતા હૈયે લખતી: “હવે હું મારી જવાબદારી અદા કરવામાં બિલકુલ પાછળ રહી નથી. હું મારું કામ પૂરેપૂરું કરું છું.

**ઝોયા ત્યાંથી પાછી આવી** ત્યારે એનું વજન કમ થઇ ગયું હતું, હાથ પગ ને મોંની ચામડી ગામડાંની ઠંડી હવાને લીધે ફાટી ગઇ હતી. પણ એના પગની તો સૌથી બૂરી દશા હતી. પણ એને એની બિલકુલ ચિંતા નહોતી.

આ છેલ્લાં અઠવાડિયાં દરમિયાન એ ખૂબ આનંદમાં રહેતી. તે વખતો વખત આનંદમાં આવી જઈ કહેતી :

“આહ ! મને ખૂબ સુખ થાય છે, મારે જેવું જોઈતું હતું તેવું જ બધું બની રહ્યું છે.”

---

૧. કિલોગ્રામ=૨ા રતલ

હું એને આતુર કંઠે પૂછતી; "એ શું?"

એ માત્ર ધીમું હસતી. પણ કંઇ જ કહેતી નહિ.

કઠોર સમય આવી રહ્યો હતો. શત્રુઓ ઠેઠ મોસ્કોના દરવાજા સુધી આવી પહોંચ્યા હતા.

એક વખત ઝોયાએ કહ્યું "પેલા પાટીયા પર લખ્યું છે કે 'તમે લડાઈના મોરચાને શી રીતે મદદ કરશો?' મા! હું જ્યારે જ્યારે ત્યાં થઈને પસાર થાઉં છું ત્યારે મને મનમાં ખૂબ દુઃખ થાય છે.'

મેં કહ્યું. "ઝોયા! બેટા તું હજી નાની છે. તેં કામદાર-મોરચે તો કામ કર્યું છે. ને કામદાર મોરચે કામ કરીએ તો ય આપણા દેશને લડાઈના મોરચાને જ મદદ થાય છે ને?"

"પણ મા, એ તો બિલકુલ નહિ જેવું જ; ને હું તો યંગ કમ્યુનિસ્ટ લીગની સભ્ય છું, એ કેમ ભૂલી જાય છે. મારે તો એથી ય કંઇક વધારે કરવું જોઇએ."

ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે એનો ઉદ્દેશ યુધ્ધના મોરચા પર જવાનો હતો. ગમે તે ભોગે એણે લડાઇને મોરચે જવાનું નક્કી કર્યું હતું. એણે ધીમે રહી મને કહ્યું, "મારે તો હવે નર્સની તાલીમ લેવી છે." બે દિવસમાં બધી તપાસ કરી એને માટેનું આજ્ઞાપત્ર ને બીજાં જરૂરનાં કાગળિયાં પણ એ લઇ આવી. પણ બીજે જ દિવસે અચાનક ત્યાંથી પાછા ફરી એણે એનો આખરી નિર્ણય મને કહી જણાવ્યો:

"મા, એક ખૂબ જ ગુપ્ત વાત મારે તને કહેવાની છે. હું મોરચાની પણ પેલી બાજુ* દુશ્મનના પ્રદેશમાં જવાની છું. ખૂબ અગત્યનું ને જવાબદારીભર્યું કામ મને સોંપવામાં આવ્યું છે. મને ગૌરવ થાય છે કે મને આવા કામ માટે લાયક ગણવામાં આવી છે. મા, આ વાત કોઇને કાને જાય નહિ હોં. શુરાને પણ નહિ કહેવાનું. કોઈ

પૂછે તો કહેજે કે એના દાદાને ત્યાં ગઇ છે. બિલ્કુલ ચૂપ. કોઇ જાણે નહિ કે તારી દીકરી ગેરિલા સૈન્યમાં જોડાઈ ગઇ છે."

હું કંઇક કહેવા જતી હતી; પણ એણે જ આગળ ચલાવ્યું:

"અમે બે દિવસમાં જ અહીંથી ઉપડી જઈશું. મારા સામાન માટે એક થેલો જોઇશે, તે આપણે બેઉ મળી તૈયાર કરી દઈશું. બીજું બધું તો હું જ મારી મેળે કરી લઈશ. મારે ખાસ કાંઇ વધારે ચીજોની જરૂર પણ નથી. બે જોડ કપડાં, થોડોક સાબુ, ટુવાલ, ટુથબ્રશ, પેન્સીલ ને કાગળ આટલો સામાન તો ઘણો ય !"

આ બધી વાતો કરતાં એના સ્વરમાં સંતાઇ રહેલો તિવ્ર આનંદ ડોકાઈ આવતો હતો. એનો કંઠસ્વર જાણે કહેતો હતો, 'આ દિવસની જ તો હું ક્યારની ય રાહ જોતી હતી.' એણે નક્કી કરેલા આ રસ્તેથી એને પાછી વાળવાની શક્તિ કોઈનામાં ય નહોતી.

"પણ બેટા, એ તો પુરૂષોનું કામ. છોકરીઓથી એ ન બની શકે." મેં એને સમજાવવા માંડી: "દીકરી, દુશ્મનના પ્રદેશમાં જઇ દુશ્મન સામે લડવું એ કંઈ જેવી તેવી વાત નથી. તું ક્યાં નથી જાણતી ?"

"હા. મા, હું બધું જ જાણું છું. પણ એથી પાછા પડયે તો કેમ ચાલે ? મને રોકવાનો પ્રયત્ન ન કરીશ."

છેલ્લા બે દિવસથી તે રાતે ખૂબ મોડી મોડી ઘેર આવતી. એ ક્યાંક જતી પણ મને કશું કહેતી નહિ. મારી પૂછવાની હિંમત પણ ચાલતી નહિ. આ બે દિવસમાં તો એ એની ઉંમર કરતાં કંઇ કેટલી ય મોટી અને ગંભીર બની ગઇ હતી. પણ એ બે દિવસ તો જાણે વીજળીની ઝડપે પસાર થઇ ગયા. એ મને કહેતી:

"મા, હવે તો તું ને શુરા એકલાં પડી જશો. તારે તો શીખવવા જવાનું. ના, તું મેકરિન્કોનાં કાવ્યો ફરીથી વાંચી જજે તો તને એકલા એકલાં કામ કરવામાં ય જરા મદદ મળી રહેશે.

"સુરયોઝા કાકા અહીંથી બીજે ચાલ્યા ગયા, નહિ તો એ ય બિચારા તને મદદરૂપ થતે. કંઇ નહિ તો કોક વખત સલાહ તો આપતે.

"મા, નિરાશ થવાની કાંઈ જરૂર નથી. ધાર કે મને કંઇક થઈ ગયું તો પણ તારે કંઇ નસીબ પર આધાર રાખવાનો નથી. આપણે તો સોવિયેત યુનિયનમાં જીવીએ છીએ."

આ છેલ્લી સાંજ અમે બેઉએ ઘરમાં ભેગાં બેસીને જ વીતાવી. એણે પોતાને લઈ જવાની બધી વસ્તુઓ ફરી પાછી તપાસી લીધી. કામદાર મોરચાની અને આ થોડા દિવસની તાજી નોંધપોથી સાથે લઇ જવાની એની ઇચ્છા હતી. પણ મેં એને ના કહી.

"ખરી વાત છે મા!" એ એકદમ બોલી ઉઠી. આગ જ એને માટે યોગ્ય જગા છે." ને હું એને અટકાવું તે પહેલાં તો એણે એ નોંધપોથીને સગડી પર ધરી દીધી.

તે રાતે હું બિલકુલ ઉંઘી શકી નહિ. એનું આખું જીવન ચિત્રોની માફક મારી સામે આવી ખડું થયું. મને થયું કે કદાચ ઝોયાને હું ફરી જોવા ન ય પામું. આ ઘરમાં કદાચ આ એની છેલ્લી જ રાત હોય! હું ચુપચાપ પથારીમાંથી ઉભી થઇ હળવે પગલે એના બિછાના આગળ ગઇ. એણે આંખો ઉઘાડી ને મારી સામે જોઇ હસી દીધું.

"કેમ માડી, હજી સુધી તું જાગતી જ છે?"

"હું તો ઘડિયાળમાં જોવા ઉઠી કે કેટલા વાગ્યા? પણ તારે તો અત્યારે ઉંઘી જવું જોઇએ બેટા."

હું ફરી પાછી જઈને સૂઈ ગઇ. પણ ઊંઘ તો મારી કોણ જાણે કયાંય ઉડી ગઈ હતી. મને મન થયું કે લાવ, ફરી પાછી એની પાસે જઇને કહું: 'બેટા બધી વાતનો ફરીથી વિચાર કરી જો.' ને કદાચ એ એનું મન ફેરવી ય નાખે. પણ પરોઢિયાના આછા અજવાળામાં એની

પથારી આગળ જઇને જોઉં છું તો એ તો ખૂબ શાંત ચિત્તે ને મક્કમ નિશ્ચય કરી નિરાંતમાં સૂતેલી છે. મને ખાત્રી થઇ કે એનો વિચાર પલટાવવો હવે શક્ય નથી.

શુરા વહેલો ઊઠી કારખાને ચાલ્યો ગયો. મેં ઝોયા માટે થોડીક પનીર રાખી મૂકી હતી. એ એને ખૂબ ભાવતી વસ્તુ હતી. અમે બેઉએ ભેગાં બેસી ચા પીધી ને પછી ઝોયાએ કપડાં પહેરી તૈયાર થવા માંડયું. મેં એને મારી ગરમ બંડી આપી.

"પણ માડી, તું શિયાળામાં એના વિના શું કરીશ?" એણે ચિંતા કરતાં કહ્યું. મેં ગમે તેમ કરી સમજાવીને એને બંડી પહેરાવી. સાથે થોડા પૈસા રાખવા કહ્યું. અમે બેઉ ઘર બહાર નીકળ્યાં. દિવસ ગ્લાનિભર્યો લાગતો હતો. મારા હૃદયમાં પણ ઉદાસીનતા છાઈ ગઇ.

"ઝોયા! લાવ દીકરા, થેલો હું ઊંચકી લઉં છું." એણે એની નજર મારા પર જડી દીધી.

"માડી, આટલી બધી ઉદાસ કેમ બની ગઇ છે? મારી સામે જો તો! ઓહ! તું તો રડે છે! આંસુભરી આંખે મને વિદાય ન આપીશ, મા! ખુશ થઈ જા, મારી સામે જોઇ હસ જોઉં!"

મને શરમ આવવા લાગી. મારી દીકરી આટલી બહાદુર બની દૃઢ અને ચેતન પગલે આગળ વધી રહી હતી, ને હું...? મેં એની સામે જોઇ પ્રશંસાભર્યું સ્મિત કર્યું.

"સુંદર! આજ બરાબર છે. તારે બિલકુલ રડવું ન જોઈએ, મા." ને પછી રમતિયાળપણે એ બોલી: "વાહ! તારે તો ગૌરવ લેવું જોઇએ કે તારી દીકરી આટલી બહાદુર બની છે."

થોડી વાર ચૂપકીદી છવાઇ. ત્યાર પછી જુદાં પડતાં એણે છેલ્લા શબ્દો કહ્યા:

"માડી, હું પાછી આવીશ, તોય એક વીર છોકરી તરીકે; ને જો ત્યાં જ ખપી જઇશ તોય એક વીર છોકરી તરીકે જ."

ને પછી મને ભેટી એક ચુંબન કરી તે મોટર બસમાં બેસી ગઇ, ને દૂર દૂર ચાલી ગઇ.

મારા હૈયાને હૂંફ આપતો ઝોયાનો પડછાયો હજી ય મારા ઓરડામાં ઘૂમ્યા કરે છે. એણે ગોઠવી હતી એ જ પ્રમાણે પડી પડી એની ચોપડીઓ એના માલિકની પાછા આવવાની રાહ જુએ છે.

એના ગયા પછી એનો પહેલો કાગળ આવ્યો, માત્ર બે લીટીની એક ચબરખી:

**"વહાલી મા!**

હું મઝામાં છું. અહીં મને ખૂબ ગમે છે. તમે ત્યાં કેમ છો? તબિયત?

**તારી ઝોયા"**

એને ત્યાં પુષ્કળ કામ રહેતું હશે. કાગળ લખવાની બિલકુલ નવરાશ નહિ રહેતી હોય, છતાં એને માની ચિંતા થયા કરતી હશે, એટલે જ તો બે લીટીનો ય કાગળ વખત કાઢીને એણે મને લખી દીધો હતો.

એનો આ કાગળ વાંચ્યો ત્યારે જ શુરાને ખબર પડી કે એની બેન લડાઇના ભયંકર જોખમના મોરચે પહોંચી ગઈ છે. મેં એને આ વિષે આજસુધી બિલકુલ ખબર પડવા દીધી નહોતી.

ત્યાર બાદ બે ત્રણ અઠવાડિયાં પછી ઝોયાનો બીજો એક કાગળ આવ્યો: "મને સોંપેલું કામ પૂરું થતાં જરૂર હું આવીને એક વાર તમને મળી જઇશ."

અમે તો આ સમાચારથી ખુશ ખુશ થઈ ગયાં. અમે હંમેશા એની રાહ જોવા લાગ્યાં. ગમે તે દિવસે આવી પહોંચે, કોને ખબર!

પણ એ તો કદીય પાછી આવી નહિ. હું મારી દીકરીને ફરી જીવતી જોવા પામી જ નહિ. એને મેં ફરી જોઇ ત્યારે તો એ મરેલી હતી. 'ગેરિલા સૈનિક તાન્યા' તરીકે ફાસિવાદીઓએ એને ફાંસીને માંચડે લટકાવી દીધી હતી.

આખા દેશની જીભે એ તાન્યાનું નામ રમી રહ્યું હતું.

ગેરિલા ટુકડીમાં એણે કરેલાં કામો ને એના જીવન વિષે હું કશું કહું એ કરતાં એની એ બધી વાતો તો તમે એના સાથીઓને મોઢે જ સંભાળશો તો ઠીક લાગશે.

હું તો એટલું જાણું છું કે કમ્યુનિસ્ટ લીગના એક સભ્ય તરીકેના એના જે મનારથો ને આદર્શો એણે એની નોંધપોથીમાં ટાંકયા છે એને એણે જીવનમાં સફળ કરી બતાવ્યા છે. આજે એની એ નોંધપોથી મારા જીવનની એક કીંમતી પૂંજી છે. એમાં એણે લખ્યું છે:

"કમ્યુનિસ્ટ બનવું એટલે જ હિંમતવાન બનવું, વિચારવંત થવું, તથા પોતાના સિદ્ધાંતો વિષે વિશ્વાસ અને મનોબળની દઢતા કેળવવી ને હિંમત હાંસલ કરવી."

એના વિદાય વેળાના શબ્દો આજેય મારા હૈયામાં રણકયા કરે છે

"શા માટે રડે છે મા? તેં જ મને સદા શીખવાડયું નથી કે તું જેને સત્ય માને તે પ્રમાણે જ હિંમતપૂર્વક તારે આચાર કરવો જોઇએ. હું તો ગૌરવ લઉં છું માડી, કે ફાસિસ્ટો સામે લડવાની મને તક મળી છે! ને તારે પણ અભિમાન લેવું જોઈએ કે તારી દીકરી રણમોરચે લડવા જાય છે!"

"આંસુભરી આંખે મને વિદાય આપીશ નહિ! હું બહાદૂર બની જીવતી રહીશ ને મરીશ તોય બહાદૂરીભર્યા મોતે!"

ને સાચે જ એ વીરતાભરી મૃત્યુને ભેટી છે!

# અમારાં પ્રકાશનો

## મરાઠી

| | |
|---|---|
| ગનિમી સૈનિક તે આમ્હીચ | ૦–૮–૦ |
| સ્ટાલિનચી રણગર્જના | ૦–૪–૦ |
| * ચાળીસ કોટીંચ્યા અન્નાચ્યા પ્રશ્ન (૩જી આવૃત્તિ) | ૦–૩–૦ |
| * સોવિયેટ કામગાર | ૦–૨–૦ |

## હિંદી

| | |
|---|---|
| ચાળીશ કરોડ હિન્દુસ્તાનિયોં કે અન્નકા સવાલ | ૦–૪–૦ |

## ઉર્દૂ

| | |
|---|---|
| નઈ તસ્વીરેં | ૦–૮–૦ |
| સ્તાલિનકી તકરીરેં | ૦-૧૦-૦ |
| ગિઝાકા સવાલ | ૦–૬–૦ |
| સોવિયેટ રુસકી આઝાદ કૌમેં | ૦–૬–૦ |

## ગુજરાતીમાં હવે પછી

**અનાજનો સવાલ :** અનાજની કટોકટીનું સ્વરૂપ, તેનું મૂળ, તથા તાત્કાલિક ઉપાયોનું વિવરણ.

**સાચી દેશાભિમાની નીતિ:** કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિ: ૧૯૪૨ના જુલાઈથી ગાંધીજીના ઉપવાસ સુધીના મુખ્ય તબક્કા પર પાર્ટીનું મંતવ્ય રજૂ કરતા લેખો.

**૨૫ વર્ષની સોવિયેત શક્તિ:** ક્રાંતિથી માંડી ૧૯૪૨ સુધીમાં સોવિયેતે જુદાં જુદાં ક્ષેત્રોમાં હાંસલ કરેલી સિદ્ધિઓ.

---

* સિલક નથી

# પીપલ્સ પબ્લિશિંગ હાઉસનાં પ્રકાશનો

## *English*

| No. | Title | Author | Price |
| --- | --- | --- | --- |
| * 1 | War of Liberation (Speeches by Stalin & other Soviet Leaders) | | 0— |
| * 2 | We are Guerillas | | 0—' |
| * 3 | Patriotic War of the Soviet People | By Kalinin | 0— |
| * 4 | Against Hitler—The Voice of Free Germany | | 0— |
| * 5 | Red Army: 50 Questions Answered | By I. Montague | 0— |
| * 6 | Hands off People's Food | By B T. Ranadive | 0— |
| * 7 | Soviet Workers Battle for War Production | (Soviet Writers) | 0— |
| * 8 | How the Soviet People Fight | ,, | 0-1' |
| * 9 | From Peace Front to Peoples' War (Document of C.I) | | 0-1 |
| *10 | From Imperialsit War to Peoples' War | By Dona Torr | 0— |
| *11 | Stalin | Ivor Montague | 0— |
| 13 | Democracy in Practice | | 1—0—( |
| *12 | War in the Pacific | By Chinese Communist writers | 0—3—0 |
| 14 | Britain in the World Front | By R. Palme Dutt | 3—0—C |
| 15 | Lenin | By Stalin & others | 0— —( |
| 16 | Soviet Education | By Beatrice King | 0—6—0 |
| 17 | Forgery vs. Facts | By N. K. Krishnan | 0—6—0 |
| 18 | The 'New' Fascist Order in Europe | (By Pro.E.Varga) | 0—6—0 |
| 19 | Planned Economy in the Soviet Union | (Krusky) | 0—2—0 |
| 20 | Tanuya (Story of a Heroic Russian Partisan) | | 0—5—0 |
| 21 | Hate (Soviet Story) | By M. Sholokhov | 0—3—0 |

* Not in Stock


PEOPLE'S PUBLISHING HOUSE,
Khetwadi Main Road,
[illegible]